# મારી સાથે જ કેમ આવું થાય છે ?
# દરેક વખતે મારે જ સહન કરવાનું ?

**આવા પ્રશ્નોના ૧૦૦% સમાધાન માટે અવશ્ય વાંચો ...**

*Master Piece for Mental Peace*

# બેઘર


લેખક:
જૈનાચાર્ય વિજય અભયશેખર સૂરિ




શ્રી શાંતિનાથાય નમઃ । શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ ।
સિરસા વંદે મહાવીરં । ઐં નમઃ સિદ્ધમ્
વિજય પ્રેમ-ભુવનભાનુ-જયઘોષ-ધર્મજિત-જયશેખર-અભયશેખરસૂરિભ્યો નમઃ ।

# ક્ષમાદેવીની પ્રતિષ્ઠાની આમંત્રણ પત્રિકા

ચીંટુએ પીન્ટુને પૂછ્યું - જે અપરાધ કરવા છતાં કબૂલે નહીં તે કોણ ?
પીન્ટુ - શેતાન !
ફરી પૂછ્યું - જે પોતાનો ગુનો કબૂલી લે, તે કોણ ?
પીન્ટુ - શાણો !
ચીંટુએ છેવટે પૂછ્યું - જે પોતાની ભૂલ ન હોવા છતાં કબૂલી લઈ માફી માંગે, તે કોણ ?
પીન્ટુ - પતિ !

દામ્પત્યજીવનમાં આ શાંતિસૂત્રને જે અપનાવે છે, તે પતિ કહેવાય છે. પણ મારે કહેવું છે કે દેખાતા-બનતા-ઘટતા પ્રસંગોમાં પોતે ગુનેગાર નહીં હોવા છતાં જે પોતાને (પૂર્વભવની અપેક્ષા આગળ કરીને) ગુનેગાર માને છે, તે જીવનમાં શાંતિ તો મેળવે જ છે, પણ એ માત્ર પતિ નથી રહેતો- બધાના હૃદયનો પતિ બને છે ને એનામાં એવી ક્ષમતા ઊભી થવાની શક્યતા રહે છે કે ભવિષ્યમાં એ જગત્પતિ બની જાય !

બીજાની અવળચંડાઈથી પોતાને સહેવું પડે ને છતાં બીજાને બદલે પોતાને ગુનેગાર જોવો એ, અનંતકાળથી આપણામાં ઉછળતી (૧) પોતાના સિવાય બીજા બધાના દોષ-અપરાધ- ગુના જોવાની વૃત્તિ અને (૨) એ નિમિત્તે વારંવાર તે - તે જીવો પર દ્વેષ કરવાની વૃત્તિ અને (૩) એમાં પણ મૂળ કારણ તરીકે ખદબદી રહેલી તીવ્રતમ અહંકારવૃત્તિ - આ ત્રણના કારણે ખૂબ અઘરું છે. પણ અઘરું છે - અશક્ય નથી.

ક્રોધ અનંતકાળથી ઘર કરી ગયો હોવા છતાં એ સ્વભાવ નથી, વિભાવ છે. આપણા સ્વભાવ ઘરની વ્યક્તિ નથી, પરાયી છે. એણે ડેરા-તંબુ તાણ્યાને અનંતકાળ વીતી ગયો, પણ એ આત્મભૂમિનો માલિક નથી- ઘુષણખોર છે. એને આપણે ભગાવી શકીએ છીએ. તડીપાર કરવા સક્ષમ છીએ. નિર્મૂળ નાશ કરી શકીએ છીએ.

ચાણક્યે નંદવંશનો નિર્મૂળ નાશ કરવા જે પ્રતિજ્ઞા કરી હતી, તેથી પણ દૃઢપ્રતિજ્ઞા આપણે કરીએ તો શું અશક્ય છે ?

ક્રોધ કજીયાખોર પત્ની છે. એના જ કારણે આપણે આપણી ક્ષમા નામની વહાલસોયી માતાથી દૂર થયા છીએ. આ ક્ષમા નામની માતાની ગોદમાં એવી હૂંફ છે, એવી સંજીવની છે કે જે આપણને શાંતિ-પ્રસન્નતા તો આપે જ છે, પણ એ આપણી આપત્તિને સંપત્તિ, આફતને જયાફત, માતમને મહોત્સવ, તકલીફને તક માટેની લિફ્ટ બનાવવા સક્ષમ છે.



એ ક્ષમાદેવી - ક્ષમામાતા પાસે જવા શું કરવું ?

એનો જવાબ છે આ પુસ્તક : જેલર ! કર્મ જજ, હેરાન કરતી વ્યક્તિ જેલર ને આપણે અપરાધી... આ ત્રિકોણ - આ ત્રિપદીનો આધાર લઈ પૂજ્યપાદ અદ્‌ભુત તત્ત્વોન્મેષના સ્વામી ગુરુદેવશ્રીએ હેતુ-તર્ક-દષ્ટાન્ત પૂર્વક એની સુંદર-સચોટ-સોંસરવી ઉતરી જાય એ રીતે એવી રજુઆત કરી છે કે આ પુસ્તક વાંચ્યા પછી આપણી બીજા પ્રત્યેની દૃષ્ટિ પ્રાયઃ બદલાયા વિના રહે નહીં.

'વિના અપરાધ સજા નહીં, વિના સત્કાર્ય બક્ષિસ નહીં.'

'X, Y, Z' ને દુષ્ટ માનો. તો જેટલી વાર માનો એટલી વાર દંડ... ને મારાં કર્મો જ દુષ્ટ છે એ માનો તો જેટલી વાર એ માનો એટલી વાર ભવ્ય ઈનામ !

'અન્યો તરફથી થતા ત્રાસને સમતાપૂર્વક સહી લેવો એ આત્મહિતનો શોર્ટકટ છે.'

'તારો ક્રોધને કર્મસત્તા ચલાવી લેશે નહીં.'

વગેરે સચોટ વાક્યો- જે હૃદયની તકતી પર સતત કોતરી રાખવા જેવા છે, ઘર-ઓફિસ વગેરેમાં બોર્ડ બનાવી મૂકવા જેવા છે, એવા વાક્યોથી છલકતા આ પુસ્તકમાં કર્મ કેમ જજ ? વગેરે વાતો, ચારિત્ર્ય ગુમાવ્યું તેણે સઘળું ગુમાવ્યું કેમ ? કુદરતનો ગેમ શો, પેટ્રોલ-પાણી-ચિનગારી વગેરે ઢગલાબંધ વાતો હેતુ- તર્ક અને ઢગલાબંધ દૃષ્ટાંતો સાથે એટલી સરસ રીતે સમજાવી છે કે હૃદયની જગ્યાએ પથ્થર હોય, તો જ પ્રવેશ નહીં પામે.

પૂજ્યશ્રીએ પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ ઢગલાબંધ દૃષ્ટાંતો માત્ર લીધા નથી, પણ પ્રસ્તુત મુદ્દાને કેવી રીતે સ્પષ્ટ કરે છે એ માટે વિશદ છણાવટ પણ કરી છે, પછી એ અગ્નિશર્માનું દૃષ્ટાંત હોય કે નાગકેતુનું !

પૂજ્યશ્રીની પ્રજ્ઞા જિનાજ્ઞાના ઐદંપર્યાર્થગામી છે, પ્રતિભા તત્ત્વોન્મેષના નવા-નવા ક્ષિતિજને સ્પર્શી રહી છે ને કરુણા સતત વહેતી ગંગા છે... તત્ત્વચિંતન એમનો શોખ કે વ્યવસાય નથી- સહજસિદ્ધ સ્વભાવ છે !

'હંસા ! તું ઝીલ મૈત્રી સરોવરમાં' પુસ્તક ખૂબ લોકપ્રિય બન્યું. ઘણાના હૃદયગત ક્રોધને ચલિત કરનારું બન્યું, એમાં આ પુસ્તક.. એટલે મને લાગે છે કે હવે તો ઘણા-ઘણાના હૃદયમંદિરમાં પ્રવેશી ગયેલા - પ્રતિષ્ઠિત થઈ ગયેલા ક્રોધને રવાના થયે જ છૂટકો... હવે ક્રોધના ઉત્થાપનના પ્રસંગો ઘરે ઘરે... હૃદયે હૃદયે ઉજવાશે ! ક્ષમા દેવીની પ્રતિષ્ઠાના પ્રસંગની આમંત્રણ પત્રિકા આંખે-આંખે વાંચવા મળશે !

પૂજ્યશ્રીના આવા મહાન ઉપકારને સત્કારવાનો... એમના ઉપકારને હૃદયથી સ્વીકારવાનો એક જ ઉપાય છે. સતત વાંચન-તરત ચિંતન-શીઘ્ર અમલ ! બીજાને ભેટ !

મહાસુદ-૧૧. સંવત ૨૦૬૭.
- અજિતશેખરવિજય

માતંગસિદ્ધાયિકાપરિપૂજિતાયશ્રીવર્ધમાનસ્વામિને નમઃ
શ્રીવિજયપ્રેમ-ભુવનભાનુ-જયઘોષ-ધર્મજિત-જયશેખરસૂરીશેભ્યો નમઃ

# બે શબ્દ...

સૂર્યાસ્ત થવાની તૈયારીમાં છે. શિષ્ય હાથમાં પાણીનું પાત્ર લઈને ગુરુભગવંતને વિનવી રહ્યો છે : પાણી વાપરી (પી) લ્યો... પણ ગુરુ ભગવંત કોઈ અર્થગંભીર ચિંતનના ઝડપભેર ચાલી રહેલા વિચારોને કલમ દ્વારા કાગળ પર કંડારવામાં વ્યસ્ત છે. આ એક ચિંતન લખી લઉં.... નહીંતર મગજમાંથી ગાયબ થઈ જશે. એક વાર... બીજી વાર... ત્રીજી વાર... શિષ્ય વિનંતી કરતો રહ્યો.... પાણી પાત્રમાં જ રહી ગયું ને સૂર્યાસ્ત થઈ ગયો... વળી આવું એક વાર નહીં.. અનેકવાર જેમના જીવનમાં બન્યું તે મહોપાધ્યાય યશોવિજયજી મહારાજ આજથી લગભગ ૩૨૫ વર્ષ પૂર્વે થઈ ગયા. જૈનધર્મગ્રન્થો તો ખરા જ... બૌદ્ધ-વેદાંત વગેરે ધર્મગ્રન્થોનો પણ સાંગોપાંગ અભ્યાસ કર્યો અને સેંકડો ગ્રન્થોની સ્વયં રચના કરી... આખું જીવન શાસ્ત્રોની ઉપાસનામાં વીતાવ્યા બાદ જીવનની સંધ્યાટાણે તેઓશ્રીએ એક અદ્‌ભુતગ્રન્થની રચના કરી : નામ જ્ઞાનસાર...

આ ગ્રન્થના એક શ્લોકનો પૂર્વાર્ધ છે :

साम्यं बिभर्ति यः कर्मविपाकं हृदि चिन्तयन्...

**અર્થ :** હૃદયમાં જે કર્મના ઉદયને ચિંતવે છે તે સમતાને ધારણ કરે છે...

વાતવાતમાં ચિંતા-ટેન્શન-ડીપ્રેશન વગેરેનો ભોગ બની રહેલા ઐદંયુગીન માનવી માટે એક અકસીર ઈલાજ છે : કર્મના વિપાકનું ચિંતન... આખી દુનિયાને ખુંદી વળવાથી કે કરોડો રૂપિયાને ખર્ચી નાખવાથી પણ મનની શાંતિ-સ્વસ્થતાનો જે ઉપાય હાથ ન લાગે, એવો રામબાણ આ ઉપાય છે. પણ ખાટલે મોટી ખોડ એ છે કે માનવીએ બુદ્ધિની બોલબાલા વધારી દીધી... શ્રદ્ધાને અંધશ્રદ્ધા કહી વગોવી દીધી. તેથી અતીન્દ્રિય કર્મનો સ્વીકાર દુર્લભ થઈ ગયો... પરિણામ ? એક ગોડગિફ્ટ જેવી ચમત્કારિક દવાથી એ સેંકડો યોજન દૂર ફેંકાઈ ગયો..

વાંધો નહીં... કાંટો કાંટાને કાઢે... શ્રદ્ધાથી નહીં... બુદ્ધિથી-તર્કથી સાબિત થાય તો તો કર્મને સ્વીકારશે ને ! કર્મવિજ્ઞાન પાછળ સો એ સો ટકા લોજિક પણ છે જ. એ લોજિકને આજની ભાષામાં વ્યક્ત કરવાનો પ્રયાસ એટલે પ્રસ્તુત પુસ્તક 'જેલર'. આ પુસ્તકમાં પીરસાયેલો તર્ક કેવો શ્રદ્ધાજનક છે ને સ્વયં કેવો તર્કાતીત છે એ તો પુસ્તકના પાનાં જ કહેશે.

મન શાંત રહેવું કે અશાંત થવું... આનો આધાર પરિસ્થિતિ ક્યારેય હોતી નથી.. માત્ર ને માત્ર વિચારધારા એનો આધાર હોય છે. મનને ભારે અપસેટ કરી નાખતી પરિસ્થિતિમાં તસુભાર પણ ફેરફાર થયો ન હોવા છતાં યોગ્ય રીતે બદલી નાખેલી વિચારધારા મનને શાંતરસમાં ઝીલતું કરી દે છે. આ વાસ્તવિકતાનો સ્વયં અનુભવ કરવા માટે દરેક વાચકને હાર્દિક અપીલ છે.

સામાન્યથી સાહિત્યમાં પુનરુક્તિ (એની એ વાતનું ફરીથી કથન) એ દોષરૂપ ગણાય છે. પણ રોગના ઉપચારમાં ફરી ફરી દવા લેવી એ લાભકર્તા ઠરતું હોય છે. પ્રસ્તુત નિબંધ પણ માનસિક ઉપચારરૂપ જ છે. ને તેથી કેટલીક વાતો (જેમ કે અગ્નિશર્માની કથા) થોડા અલગ-અલગ પરિપ્રેક્ષ્યમાં અનેકવાર જે કહેવાયેલી છે તે, તે તે કથનીયના સ્પષ્ટીકરણ માટે હોવાથી લાભકર્તા જ નીવડશે એવી શ્રદ્ધા છે. પ્રસ્તુત નિબંધને

માત્ર જોવાનો નથી, જીવવાનો છે...
માત્ર વાંચવાનો નથી, વાગોળવાનો છે...
માત્ર ચાવવાનો નથી, પચાવવાનો છે...

જો આ થશે... તો અંતઃકરણમાંથી શાંતરસની અપૂર્વ ઊર્મિઓ ઊઠતી ચોક્કસ અનુભવાશે. 'હંસા ! તું ઝીલ મૈત્રી સરોવરમાં પુસ્તક' થી જૈન-અજૈન હજારો હૈયામાં શાંતિની લહેર ઊઠી છે... આ પુસ્તક એને વધુ દૃઢ ને વધુ ચિરસ્થાયી કરવામાં સહાયક બનશે એ નિઃશંક છે.

પરમબ્રહ્મમૂર્તિ સ્વ.પૂ.આ.શ્રી વિજય **પ્રેમસૂરીશ્વરજી** મ.સા.
અપ્રમાદમૂર્તિ સ્વ.પૂ.આ.શ્રી વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી** મ.સા.
જીવંતજ્ઞાનમૂર્તિ પ.પૂ.આ.ગચ્છાધિપતિ શ્રી વિજય **જયઘોષસૂરીશ્વરજી** મ.સા.
સરળતામૂર્તિ સ્વ.પૂ.આ.શ્રી વિજય **ધર્મજિતસૂરીશ્વરજી** મ.સા.
શ્રીસૂરિમંત્રસાધનામૂર્તિ સ્વ.પૂ.આ.શ્રી વિજય **જયશેખરસૂરીશ્વરજી** મ.સા.

આ સુવિહિતગુરુપરંપરાની અનરાધાર વરસતી કૃપા જ આ નિબંધના યશની ખરી હકદાર છે. ને બીજા નંબરે હકદાર છે સહવર્તી શિષ્યવૃંદનો દરેક કાર્યમાં મળતો ભક્તિપૂર્ણ સહકાર.

આ.શ્રી વિજય અજિતશેખરસૂરીશ્વરજીએ આખો નિબંધ સાદ્યંત વાંચ્યો છે. અને અનેકવિધ સૂચનો સહિત સુંદર પ્રસ્તાવનાથી અલંકૃત કર્યો છે. ધન્યવાદ.

અનેકવિધ પીડારૂપ સજા ભોગવ્યા પછી પણ નવી સજાઓ ઊભી કરવાના ખોટના ધંધામાંથી બહાર નીકળી શકાય... અને એક સજા ભોગવી... દસ સજા કેન્સલ કરીને ભવ્ય ઈનામના હકદાર બનવાનો લાભ મેળવી શકાય... ને આ બન્ને કરતાં બહુમૂલ્ય... ક્ષમા-સમતા કેળવતાં કેળવતાં વીતરાગતા સાધી શકાય... એના સચોટ ઉપાયોને જાણવા-જીવવા માટે પ્રસ્તુત પ્રકાશનનો સહુ કોઈ ઉપયોગ કરો એવી કરુણાભીની પ્રેરણા સાથે...

ચૈત્ર સુદ-૧ - આ૦ અભયશેખરસૂરિ
વિ.સં.૨૦૬૭, ભાયંદર

: અભિપ્રાય :

* દેખાવમાં નાની લાગતી પુસ્તિકા, એની કામગીરી જોવા જઈએ તો જાણે લાખો ટન સંકલેશો-ઉદ્વેગો, ક્રોધાનુબંધોને નિકાલ કરવાની ફેક્ટરી ન હોય તેવું લાગ્યા વિના રહે નહીં. છ કર્મગ્રંથોનું વલોણું કરી માખણ મેળવવામાં આવે તેનું નામ એટલે 'જેલર' પુસ્તિકા. - એક વાચક...
* ગુરુદેવ ! આ પુસ્તક વાંચ્યા પછી એના સ્વભાવમાં એટલો બધો change આવી ગયો છે જેનું એને ખુદને આશ્ચર્ય થાય છે ને અમને ખૂબ શાંતિ અનુભવાય છે. - એક વાચક બહેનના પતિદેવ

**To Read This book Online Log on to :**
http://www.jaineworld.com/jain-books/general/jailer-gujrati-jain-book/184/
http://www.jaineworld.com/jain-books/general/jailer-jain-gujrati-books/185/

: સમર્પણ :

દિવ્યદર્શન
અમીચંદની અમીદષ્ટિ, ગુણસેન-અગ્નિશર્મા વગેરે પુસ્તકો અને
સાપ્તાહિકના અનેક અગ્રલેખો દ્વારા કૈંક વૈરીઓના વેરને ક્ષમા અને મૈત્રીમાં રૂપાંતરિત
કરી દેનારા સ્વ.પૂજ્યપાદ ગુરુદેવશ્રી ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.ને તેઓશ્રીના હોટ
ફેવરીટ વિષયરૂપ ક્ષમા-મૈત્રી પરના, તેઓશ્રીના જ વિચારબીજમાંથી પાંગરેલો આ
નિબંધ શ્રદ્ધા-આદર-ભક્તિ સહિત સમર્પિત કરતાં આનંદ અનુભવું છું.
- અભયશેખર



॥ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ ॥
॥ માતંગસિદ્ધાયિકાપરિપૂજિતાયશ્રીવર્ધમાનસ્વામિને નમઃ ॥
॥ શ્રીવિજયપ્રેમ-ભુવનભાનુ-જયઘોષ-ધર્મજિત-જયશેખરસૂરીશેભ્યો નમઃ । ઐં નમઃ ॥

# જેલર

સંતપુરુષે સભાને કેટલાક પ્રશ્નો પૂછ્યા...

સંત : સુખ કોને જોઈએ ?

સભા : બધાને... ગરીબ હોય કે તવંગર... રોગી કે નિરોગી... ભણેલો કે અભણ. સુખ તો જીવમાત્રને જોઈએ.

સંત : ક્યારે જોઈએ ? દિવસે કે રાત્રે ?

સભા : બારે મહિના ને ચોવીસે કલાક.

સંત : દુઃખ કોને જોઈએ ? ક્યારે જોઈએ ?

સભા : દુઃખ કોઈને જોઈતું નથી, ક્યારેય જોઈતું નથી.

સંત : દુનિયામાં લાખો કંપનીઓ છે. એક સામાન્ય નિયમ તરીકે કોઈપણ કંપની કેવો માલ બનાવવા ચાહે ?

સભામાંથી કેટલાક : સારામાં સારો..

વળી બીજા : વધુમાં વધુ નફો કરાવે એવો...

સંત : ના, માલ ગમે એટલો સારો કે નફાકારક હોય, પણ એની ખપત જ ન હોય તો ? એટલે સામાન્ય નિયમ એ છે કે કોઈપણ કંપની એવો જ માલ બનાવવા ચાહે છે કે જે માલની બજારમાં માગ હોય. જે માલની બિલકુલ ડિમાન્ડ ન હોય આવો માલ કોઈપણ કંપની ક્યારે પણ બનાવતી નથી. તો પછી કુદરત નામની કંપની દુઃખ નામના માલનું સર્જન શા માટે કરે છે ? કારણ કે, દુઃખ નામના માલની બજારમાં બિલકુલ માગ નથી. મફતમાં આપવા માગો તો પણ કોઈ જીવ હાથમાં ઝાલવા તૈયાર નથી. બધાને

સુખ, સુખ ને સુખ જ જોઈએ છે. એટલે આ પ્રશ્ન તો ઊભો થાય જ છે કે જ્યારે એકપણ જીવ દુઃખ ચાહતો નથી, તો કુદરત દુઃખ શા માટે આપે છે ? અલબત્ત આ પ્રશ્નનો જવાબ કર્મ તો છે જ; પણ આ પ્રશ્નનો જવાબ લોકભાષામાં મેળવવો છે. ને એ માટે કોઈપણ જેલનો સર્વે કરવાનો. ૫૦-૧૦૦-૨૦૦ જેટલા પણ કેદી હોય, દરેકને પૂછવાનું કે 'બોલો તમારામાંથી સજા કોને જોઈએ છે ?' શું જવાબ મળશે ?

'કોઈને નહીં.'

એટલે હવે પ્રશ્ન ઊભો થશે કે જ્યારે એક પણ કેદી સજા ચાહતો નથી, તો કોર્ટ સજા શા માટે કરે છે ?

'એ તો અપરાધ કરીને આવ્યો છે, માટે સજા કરે છે...'

બરાબર... એટલે આ સૂત્ર નિશ્ચિત કરવું જોઈએ કે **'વિના અપરાધ સજા નહીં.'** જો સજા થઈ રહી છે, તો અપરાધ હોવો જ જોઈએ. આ વાત યોગ્ય પણ છે જ, કારણ કે સજા જોવા મળવા પર આપણને કલ્પના અપરાધની જ આવે છે. જેમ કે પડોશમાંથી અવાજ આવી રહ્યો છે.. બાપ મારી રહ્યો છે, બેટો રોઈ - ચિલ્લાઈ રહ્યો છે. દીકરાએ શું કર્યું છે ? એ ખબર ન હોય તો પણ આપણને 'પરીક્ષામાં ફેઈલ થયો હશે, કોઈ ચીજ વસ્તુનું નુકશાન પહોંચાડ્યું હશે... માતાપિતાની સામે બોલતો હશે...' આવી કોઈ અપરાધની જ કલ્પના આવે છે. પશુના ગળામાં એક લાકડું બાંધવામાં આવે છે જે એના પગમાં ભટકાયા જ કરે છે ને ચોંટ કર્યા જ કરે છે. પંદર-વીસ પશુમાંથી એકાદ પશુના ગળામાં આવો ડેરો જોવા મળવા પર, 'એ એના માલિકના કંટ્રોલમાં રહેતું નહીં હોય... માટે આ સજા કરવામાં આવી છે.' આવી જ કલ્પના આવે છે. એટલે આ વાત તો નિઃશંક છે કે સજા અપરાધની જ હોય છે... વગર અપરાધે સજા હોતી નથી.

હવે, આનાથી ભિન્ન પરિસ્થિતિ વિચારીએ. બાપ દીકરાને મારી નથી રહ્યો.. પણ ઉપરથી એની પ્રશંસા કરી રહ્યો છે... એને કંઈક બક્ષિસ આપી રહ્યો છે. શું કલ્પના આવશે ?

'પુત્રે કંઈક સારું કામ કર્યું હશે.'

એટલે બીજું સૂત્ર નિશ્ચિત થાય છે - **વિના સત્કાર્ય બક્ષિસ નહીં.**

જ્ઞાનીઓ કહે છે આ બન્ને સૂત્રોને આપણે આપણા જીવનમાં એપ્લાય કરવા જોઈએ. શારીરિક, આર્થિક, પારિવારિક, સામાજિક... વગેરે અનેક પરિસ્થિતિઓનો સરવાળો એટલે આપણું આ જીવન. આમાંની જે જે પરિસ્થિતિ સારી છે, આપણને સંતોષપ્રદ છે એ બધી કુદરતે આપેલી બક્ષિસ છે. જરૂર આપણે તદ્યોગ્ય સત્કાર્ય કરીને આવ્યા છીએ. અને જે પરિસ્થિતિમાં આપણે હેરાન થઈ રહ્યા છીએ. આપણી ફરિયાદ છે કે આવું કેમ ? એ પરિસ્થિતિ એ કુદરતે આપણને કરેલી સજા છે. જરૂર આપણે એવો કોઈક અપરાધ કરીને આવ્યા છીએ.

એક આદમી ખાવા-પીવામાં એટલી બધી કાળજી વાળો... આ ખાઉં તો બી.પી. વધી જાય ને આ ખાઉં તો સુગર... આ નહીં ખાવાનું ને આ પણ નહીં ખાવાનું... એટલી કાળજી કરે કે ક્યારેક તો ખાવાની કરતાં નહીં ખાવાની આઈટમ વધી જાય... ને છતાં 'આજે સુગર વધી ગઈ છે...' 'આજે ટેમ્પરેચર છે...' રોજ કંઈક ને કંઈક તકલીફ હોય જ. ને એક બીજો આદમી- કશી કાળજી નહીં. જ્યારે ઈચ્છા થઈ, જે ઈચ્છા થઈ, ખાઈ લે છે. છતાં બિલકુલ નિરોગી. ક્યારેય કોઈ ફરિયાદ નહીં. આવું જોવા મળે ?

'હા.'

'આવું જોવા મળવું જોઈએ ? કાળજી લેનારો નિરોગી રહેવો જોઈએ કે કાળજી વિનાનો ? તો આવું વિપરીત કેમ જોવા મળે છે ?' 'કહો... આ બીજા આદમીને કુદરત આરોગ્યની બક્ષિસ આપવા માગે છે.' 'તારે ફાવે તેમ ખાજે-પીજે...તારું આરોગ્ય સારું રહેશે...' અરે ! કુદરત તો એમ કહે છે, 'તું પથરો ખાશે તો પણ પચાવી દઈશ. પથરી નહીં થવા દઉં. કારણ કે મારે તને આરોગ્યની બક્ષિસ આપવાની છે.' અને પહેલાં આદમીને એ જ કુદરત કહે છે 'તને શાંતિથી જીવવા નહીં દઉં. રોજ કાંઈને કાંઈ તકલીફ - પીડા તારે વેઠવી જ પડશે.'

એક યુવાન ભણેલો-ગણેલો અનુભવી ને પ્લાનિંગની સાથે ધંધો કરનારો. છતાં પૈસા બનાવી ન શક્યો. અને એક બીજો યુવાન એટલો ભણેલો નહીં, એવું પ્લાનિંગ નહીં ને આડેધડ ધંધો કરનારો...ને છતાં જોતજોતામાં શ્રીમંત બની ગયો. આવું પણ દુનિયામાં જોવા મળે ? કેમ વારું ? આ બીજા યુવાનને કુદરત જાણે કે કહી રહી છે 'મારે તને શ્રીમંતાઈની બક્ષિસ આપવાની છે. તેં ભલે આડેધડ ધંધો કર્યો, હું આસપાસની વ્યક્તિઓને અને પરિસ્થિતિને એવી અનુકૂળ બનાવી દઈશ કે તારે નફો જ નફો.' અને એ જ કુદરત પહેલા યુવકને જાણે કે કહે છે કે 'તેં ભલે સચોટ આયોજન પૂર્વક ધંધો કર્યો હશે. પણ મારે તને કમાવા દેવાનો નથી. મારી શક્તિઓ અમાપ છે. અત્યંત વિશ્વાસુ એવા પણ વચેટિયા દલાલ પાસે તારી પ્રત્યે વિશ્વાસઘાત કરાવીશ. બજારની રૂખ બદલી નાખીશ. અરે ! જરૂર પડ્યે સરકારની પોલિસી બદલી નાખીશ. પણ તને કમાવા નહીં દઉં એ નક્કી. કારણ કે હું તને દરિદ્રતાની સજા કરવા માગું છું. કોઈકને પહેલે જ ધક્કે ધારેલી સફળતા. કોઈકને ઘણા ધક્કા, ઘણી મહેનત ને પછી પણ ધારેલી સફળતા તો નહીં જ.

શા માટે એકને ઈનામ ? શા માટે એકને સજા ? કુદરતને કોણ પોતાનું ને કોણ પરાયું ? કહો... જે સત્કાર્ય કરીને આવ્યા છે એને કુદરત ઈનામ આપે છે. ને જે અપરાધ કરીને આવ્યા છે એને કુદરત સજા કરે છે.

એક માણસે ચોરી કરી. લૂંટફાટ કરી. અરે ! કોઈકની હત્યા પણ કરી નાખી. પોલીસ પકડી ગઈ. કોર્ટમાં કેસ ચાલ્યો. છેવટે જજે સજા ફરમાવી. દસ વરસની સખત કેદ ને ઉપરથી રોજ હંટરના દસ ફટકા. એ કેદી પાસે જેલરે સવારથી સાંજ સુધી જાતજાતની મજુરી કરાવી ને સાંજ પડી, હંટર લઈને આવ્યો. ચાલ, તારે ફટકા ખાવાના છે. એ વખતે આ કેદી જેલરને કહે કે 'મેં તારું શું બગાડ્યું છે ? તે તું મને મારે છે. હું કાંઈ માર ખાવાનો નથી. હું પણ હંટર લઈને તને સામો મારીશ.' તો એની સજા વધે કે ઘટે ?

'વધે'



શું કેદીની વાત ખોટી છે ? કેદીએ જેલરનું શું બગાડ્યું છે ? કેદી તો કહી શકે છે 'મેં જેને ત્યાં ચોરી કરી છે એ ભલે મારે, તું શાનો મારે ? મેં તારે ત્યાં ચોરી કરી છે ?' તો શા માટે કેદીએ જેલરનો માર ખાવો જોઈએ ? ને ન ખાય તો સજા શા માટે વધે છે ?

'જેલર તો કોર્ટના હુકમથી મારે છે.'

'બરાબર છે.' કેદીએ સમજવું જોઈએ કે 'જેલર પોતાની ઈચ્છાથી નહીં, પણ કોર્ટનો ઓર્ડર છે, માટે મારે છે.'

આના કરતાં આખા દેશમાં કોઈ કોર્ટ નહીં, જેલ નહીં, જેલર નહીં, સજા નહીં. જેણે જેમ વર્તવું હોય તેમ વર્તવાની છૂટ... કદાચ સરકાર આવો ઠરાવ લાવવા માગતી હોય ને આપણો અભિપ્રાય પૂછે તો આપણે હા કહીએ કે ના ?

'ના જ.'

'શા માટે ?' કારણ કે આપણને ખબર છે કે પછી તો દેશમાં વ્યવસ્થા જ નહીં રહે, અરાજકતા ફેલાઈ જાય. ખુદ આપણું પણ શાંતિથી જીવવું અશક્ય બની જાય. આનો અર્થ એ થાય કે જો દેશમાં વ્યવસ્થા જળવાયેલી છે,તો કોર્ટ સક્રિય હોવી જ જોઈએ. અને આજે પણ કોર્ટ જેટલા અંશમાં નિષ્ક્રિય છે, એટલા અંશમાં અરાજકતા છે જ. હવે, જેમ દેશમાં એ જ રીતે સમગ્ર વિશ્વમાં - આખા બ્રહ્માંડમાં પણ વ્યવસ્થા જળવાયેલી તો છે જ. તો જરૂર આખી દુનિયામાં પણ કોઈક કોર્ટ સક્રિય હોવી જોઈએ. આ કોર્ટનું નામ છે કર્મસત્તા. ભારત સરકાર તો માત્ર માનવોને જ પોતાના પ્રજાજન માને છે. આ કર્મસત્તાની કોર્ટને સ્થાપનાર કુદરતનું શાસન તો માત્ર માનવ જ નહીં, પશુ-પંખી-કીડી-મંકોડા વગેરે ક્ષુદ્રજંતુઓ ને વનસ્પતિ આદિ એકેન્દ્રિય જીવો... જીવમાત્રને પોતાના પ્રજાજન માને છે. આમાંનો કોઈપણ જીવ નાનો-મોટો જેવો અપરાધ કરે એવી સજા આ કર્મસત્તાની કોર્ટ કરે છે. પણ...

કોર્ટનું કામ માત્ર સજા નિશ્ચિત કરવાનું છે કે દસ ફટકા મારો વગેરે...

જજ પોતે કાંઈ જેલમાં આવીને કેદીને ફટકા મારતો નથી. સજાનો અમલ કરવાનું કામ તો જેલરનું છે. એમ કર્મસત્તાની કોર્ટ પણ માત્ર સજા નક્કી કરે છે. તો એનો અમલ કરનાર જેલર કોણ ?

જ્ઞાનીઓ કહે છે કે આ જેલર સગો ભાઈ પણ હોઈ શકે કે ભત્રીજો પણ હોઈ શકે, કે ભાગીદાર પણ, નોકર પણ હોઈ શકે કે પાડોશી પણ. સાસુ પણ હોઈ શકે કે વહુ પણ. દેરાણી પણ હોઈ શકે કે જેઠાણી પણ. હા આપણી આસપાસ રહેલા બધા જીવો આ કર્મસત્તાની કોર્ટના કર્મચારી જેલર છે. આમાંના કોઈપણ જેલરને આ હાઈકમાન્ડ ઓર્ડર છોડે છે કે 'જા આને એક ગાળ આપી આવ.' એણે કાંઈ તમને ગાળ આપવી નહોતી. પણ બિચારો ચિઠ્ઠીનો ચાકર. તમને ગાળ આપી ગયો. વળી કોઈકને હુકમ કર્યો કે 'આને એક થપ્પડ મારવાની છે.' એ તમને થપ્પડ મારી ગયો. આ કોર્ટે કોઈકને કહ્યું કે 'આ તો એવો ગુનો આચરી આવ્યો છે કે એને એક લાખ રૂપિયાનું નુકશાન પહોંચાડવાનું છે.' Obey to order... એ જીવ તમારા ધંધામાં એવી ગરબડ કરી ગયો કે તમને લાખ રૂપિયાની ઊઠી ગઈ.

ગાળ આપનાર, થપ્પડ મારનાર કે નુકશાન પહોંચાડનાર... છેવટે આ બધા જેલર જ છે. એટલે ગાળ આપનારને આપણે જો એમ કહીએ કે 'અલ્યા ! મેં તારું શું બગાડ્યું છે કે તું મને ગાળ આપે છે ? તું મને ગાળ આપશે તો હું પણ તને ગાળ આપીશ.' તો સજા વધે કે ઘટે ?

'વધે.'

'આપણે સજા વધારવી છે કે ઘટાડવી છે ?'

'ઘટાડવી છે.'

જો ઘટાડવી છે તો એનો ઉપાય શું ? કેદીને વિચારો...

જો એ હંટર લઈને સામો પ્રહાર કરવા જાય તો સજા વધે છે. કદાચ સામો પ્રહાર ન કરે, પણ પ્રતિકાર કરે કે પલાયન કરે.... તો પણ સજા વધે છે. અરે, માર ખાય, પણ ધમાલ ખૂબ મચાવે, તો પણ સજા ઘટતી નથી. સજા ઘટાડવી હોય તો કેદી પાસે એક જ ઉપાય છે, શાંતિથી માર ખાઈ લેવો.



આ કર્મસત્તાની કોર્ટે કરેલી સજાને પણ ઘટાડવાનો એક જ ઉપાય છે. ને એ છે શાંતિથી સહન કરી લેવું.

**પ્રશ્ન :** પણ, અમારામાં એકની સામે બે ગાળ આપવાની તાકાત હોય તો અમે શા માટે સહન કરીએ ?

**ઉત્તર :** એમ તો ક્યારેક જેલર કરતાં પણ કેદી ઘણો બળવાન, પહેલવાન હોઈ શકે છે. છતાં જો એણે સજા ઘટાડવી હોય તો શાંતિથી સહન કરવી જ પડે છે ને ? હું તમને પૂછું 'પ્રભુમહાવીરની શક્તિ વધારે હતી કે કે કાનમાં ખીલા ઠોકનાર ગોવાળિયાની ?'

'પ્રભુ મહાવીરની.'

'તો પછી પ્રભુએ શા માટે એને કાનમાં ખીલા મારવા દીધા ?' 'અલ્યા ! અહીં આવ, તારે ખીલા ઠોકવા છે ?' આટલું કહીને એની કાનની બુંટ દબાવી હોત તો એ ગોવાળિયો રાડ પાડીને ભાગી જાત. પ્રભુએ આવો કોઈ પ્રહાર ન કર્યો, પ્રતિકાર પણ ન કર્યો, કે ત્યાંથી પલાયન પણ ન કર્યું. ને શાંતિથી ખીલા ઠોકવાની ભયંકર પીડા વેઠી લીધી. શા માટે ? કારણકે પ્રભુ જાણતા હતા કે આ તો માત્ર જેલર ! મારા જ અપરાધની કર્મસત્તાએ કરેલી સજાનો અમલ કરનારો ! પ્રહાર વગેરે કરીને મારે કાંઈ સજા વધારવાની નથી.

પ્રભુનો અપરાધ કયો હતો ? એ તો ખબર છે ને ?

અઢારમાં ભવમાં પ્રભુનો આત્મા ત્રણ ખંડના સમ્રાટ ત્રિપૃષ્ઠ વાસુદેવ હતો. રાત્રે ઉંઘ નથી આવતી. સંગીતકારોને બોલાવ્યા. 'ધીમું ધીમું મધુર સંગીત વગાડો. હું સૂઈ જાઉં.' પણ રાજા સમજે છે કે આ તો સંગીતકારો ! એકવાર સંગીતમાં તલ્લીન બની ગયા પછી એમને ખબર રહેવાની નથી કે રાજા સૂઈ ગયો છે કે નહીં ? માટે એનું ધ્યાન રાખવાની ફરજ શય્યાપાલકને સોંપી. 'તું ધ્યાન રાખજે, મને ઉંઘ આવી જાય એટલે આ લોકોને રવાના કરજે.' સંગીત ચાલુ થયું. થોડીવારમાં રાજા સૂઈ ગયો. શય્યાપાલકને ખ્યાલ આવી ગયો છે કે રાજા સૂઈ ગયો છે. પણ અત્યંત કર્ણપ્રિય સંગીત

❖ ભાગે આવ્યું તે જમવું ને ભાગ્યે આવ્યું તે વેઠવું ❖

સાંભળવાનો લોભ જાગ્યો. એક પાંચ મિનીટ હજુ સાંભળી લઉં. પછી રવાના કરું. રાજા હમણાં જ સૂતા છે તે થોડા પાંચ મિનીટમાં જાગી જવાના છે ? સંગીત ચાલુ રહ્યું. શય્યાપાલક પાંચ મિનીટમાં ધરાઈ જાય ?

એક બાજુ દુકાને જવાનો સમય થયો હોય ને બીજી બાજુ ટી.વી. પર આઈ.પી.એલ.ની મેચ જીવંત પ્રસારણ થતી હોય. તમને થયું. બે ઓવર જોઈને દુકાને ચાલ્યો જાઉં. બે ઓવરમાં ઊભા થઈ જાઓ ને ?

'ના. એ તો બે ની બાર થાય. બારની વીસ થાય ને પછી સામી ટીમની પણ ૨૦. આખી મેચ પૂરી થાય.'

કમ સે કમ આના પરથી આપણે એટલું તો સમજવું જ જોઈએ કે ઈન્દ્રિયો જીવને ગુલામ બનાવનાર છે. ઈન્દ્રિયો જાણે કે જીવને કહે છે 'તેં ભલે ધાર્યું છે કે બે ઓવરમાં ઊભો થઈ જઈશ. પણ તું તારી ઈચ્છા મુજબ કરવા સ્વતંત્ર ક્યાં છે ? જ્યાં સુધી હું તને સંમતિ નહીં આપું ત્યાં સુધી તું ઊભો થઈ શકશે નહીં.'

પેલા શય્યાપાલકને પણ આવું જ થયું. હજુ પાંચ મિનીટ વધુ સાંભળી લઉં. હજુ પાંચ મિનીટ... હજુ પાંચ મિનીટ... ને એમાં રાજાની ઉંઘ ઊડી ગઈ.

એક આડ પ્રશ્ન : સંગીતથી ઉંઘ આવે કે જાય ?

'આવે...'

તો રાજા જાગી કેમ ગયો ?

'જાય'

તો ઉંઘવા માટે સંગીતકારોને કેમ બોલાવેલા ? વાસ્તવિકતા એ છે કે સંગીતથી ઉંઘ આવે પણ ખરી.. ને જાય પણ ખરી. જેટલું જરૂરી હોય એટલા સંગીતથી ઉંઘ આવે. ને એનાથી વધી જાય તો ઉંઘ ઊડી જાય. આ વાત દરેક બાબતને લાગુ પડે છે. જે વસ્તુ જેટલી આવશ્યક હોય એટલી જ હોય ત્યાં સુધી લાભકર્તા. ને એનાથી વધે તો નુકશાનકર્તા. જેમ કે તમે રોજ છ રોટલી ખાઓ છો. ને જન્મ દિવસ આવ્યો. 'આજે તો હું બાર રોટલી ખાઈશ.' તો લાભ કે નુકશાન ? 'નુકશાન.'



તમારે નવા જોડાં બનાવવા છે. મોચીએ પગનું માપ લીધું. 'શેઠજી ! નવ ઈંચ.'

'ભાઈ ! નવ શું ? દસ ઈંચના જ બનાવ.'

તો સુવિધા કે અસુવિધા ? એટલે આ નિયમ બરાબર ને કે જે વસ્તુ જેટલી જરૂરી હોય ત્યાં સુધી જ લાભકર્તા. એનાથી વધી જાય તો નુકશાનકર્તા. હવે એક પ્રશ્ન...

ધારોકે તમારો મહિને ખર્ચ પંદર હજાર રૂપિયા છે. પણ તમે કમાઓ છો એક લાખને પંદર હજાર. તો લાભ કે નુકશાન ? અતિ સર્વત્ર વર્જયેત્. આ નિયમ પૈસાને પણ શું લાગુ ન પડે ? પાંચ-પચ્ચીસ કરોડ કે એથી ય વધુ સંપત્તિ ભેગી કરનારા ઘણું ખરું અનેક નુકશાનોના ભોગ બનતા હોય છે. પણ એને જોવાની દૃષ્ટિ જોઈએ.

સાવ નાના-પછાત ગામડામાં અતિકંગાલ દરિદ્રતામાં જેનું બચપણ વીતેલું એવો એક યુવાન ભાગ્ય અજમાવવા શહેરમાં આવ્યો. ને ખરેખર એનો સિતારો ચમકી ગયો. ક્રમશઃ કરોડપતિ નહીં, અબજોપતિ બન્યો. એને એક પુત્ર. રાજમહેલ જેવો બંગલો. વચ્ચે જ સ્વીમિંગપુલ. વિશાળ બગીચો. એની કાળજી કરનાર માળી. નાના-મોટા દરેક કામ માટેના નોકરો. રસોઈયા. દીકરા માટે ખાસ કૂતરો પણ પાળેલો. પાણી માગતા દૂધ મળે. ને બૂમ પાડે તો એક નહીં ચાર નોકરો હાજર થઈ જાય. આવી સાહ્યબીમાં ઉછરતો દીકરો ૧૪-૧૫ વર્ષનો થયો. બાપને વિચાર આવ્યો કે ગરીબાઈ પણ જીવનની એક બાજુ છે. મેં તો અનુભવેલી છે. દીકરાને પણ એનો અનુભવ તો જોઈએ જ. એટલે એને કોઈક ગરીબ ઘરમાં એક સપ્તાહ રાખવો જોઈએ. મોજશોખની વસ્તુઓ તો નહીં જ. સગવડ-સુવિધાઓ પણ નહીં. ને આવશ્યક વસ્તુઓમાં પણ કેટલીય ઉણપ. જીવન એ કેવો સંઘર્ષ છે ? એ, તો જ એને ખબર પડશે. પોતાના જ ગામમાં એક પરિચિત ગરીબ પરિવારને ત્યાં મૂકી આવ્યા. જંગલના છેવાડે રહેલું ને નદીકાંઠે વસેલું આ એક સાવ નાનું ગામ હતું. સંદેશવ્યવહારના કોઈ સાધન પણ નહીં. અઠવાડિયા પછી લેવા ગયા. 'દીકરા તને ફાવ્યું ?' પિતાજીએ પૂછ્યું.

ડેડી ! આ લોકોની અને આપણી જીવન જીવવાની પદ્ધતિમાં આસમાન-જમીનનો ફેર છે. આપણા ઘરે તો નાનકડો સ્વીમિંગ પુલ અને તેમાં ક્લોરિનવાળું ગંધાતું પાણી. વાસી પાણી. મારી તો રોજ આંખો બળે છે. અહીં તો ઝુંપડીની પાછળ જ નદી. સદા વહેતું પાણી, રોજ જીવંત ને બિલકુલ ફ્રેશ. પપ્પા ! મને તો નહાવાની ખૂબ મજા પડી ગઈ. વળી, મારે તો એક જ કૂતરો છે. અહીં તો ચાર કૂતરાં મારા મિત્ર બની ગયા છે. ને પાછું એમને નવડાવવાની કે ફેરવવાની કોઈ જ લપ આપણા માથે નહીં. તે ઉપરાંત બે પોપટ, કાગડા અને સસલાં. બધાની સાથે ગમ્મત કરવાની કેવી મજા આવી !

વળી, આપણે ત્યાં પપ્પા ! રોજ રાત્રે બારી બંધ કરી એ.સી. ચાલુ કરવાનો. અહીં તો અમે બધા ખુલ્લામાં જ સૂતા. ચાંદનીનો પ્રકાશ. મીઠો મંદ પવન ને તારાની ચાદર.... એવી સરસ ઉંઘ આવી જતી. અને પપ્પા મજાની વાત એ કે અહીં તો આખો પરિવાર સાથે જ સૂતો. બધાને એકબીજાની શીળી હૂંફ. આપણે ત્યાં તો મારી રૂમ જુદી, બહેનની રૂમ જુદી, ને તમારી રૂમ જુદી. કોણ ક્યારે આવે છે ને ક્યારે જાય છે ? ક્યારે ઉંઘે છે ને ક્યારે જાગે છે ? શું કરે છે ને શું નથી કરતો ? કશું જાણવાની અન્યને જરૂર જ નહીં. જાણે કે કશો સંબંધ જ નથી. અહીં તો એક દિવસ રાત્રે આ કઝીનને અચાનક તાવ આવી ગયો. શરીર તો જે ધખે. બધા જ ફટાફટ ઊઠી ગયા. બધા જ ઊઠી ગયા તો મારી પણ ઉંઘ ઊડી ગઈ. પણ એ ઊડી ગઈ તો ફેમિલી લાઈફ શું છે એ મને અનુભવવા મળ્યું. એક જણ પગ દાબે, એક જણ માથું ને આન્ટી ઠંડું પાણી લઈને પોતાં મૂકવા લાગ્યા. ના, આ બધી સેવાથી નહીં, પણ દરેક સેવામાં નર્યો પ્રેમ ને નકરી સહાનુભૂતિ જે ટપકતાં હતા, એનાથી જ એકાદ કલાકમાં જ તાવ ઉતરી ગયો. ને સવારે તો એ બિલકુલ ફ્રેશ થઈ ગયેલો.

પપ્પા એક દિવસ ક્લાસમાં ટીચરે અમને પ્રશ્ન પૂછેલો :-

**Which is the best therapy of healing ?**

કોકે કહ્યું : **Allopathy.**



અન્ય વિદ્યાર્થીએ કહ્યું : **Homeophathy.**

કોકે **Naturopathy** પણ કીધું.

પણ ટીચરે બધા જવાબોને નકારીને કહ્યું હતું કે **Sympathy.**

ટીચરના આ જવાબનો મને પપ્પા ! સાક્ષાત્કાર થયો.

અને ડેડી ! એક મહત્ત્વની વાત તો કહેવાની ભૂલી જ ગયો. રાત્રે સૂતાં પહેલાં આખો પરિવાર રોજ ભેગો બેસે. દિવસના થયેલા પોતપોતાના અનુભવોની અલક-મલકની વાતો. એમાં એટલો બધો સ્નેહ ને પરસ્પરનો વિશ્વાસ છલકતો દેખાય. આપણે આખો પરિવાર આ રીતે ભેગાં ક્યારેય અડધો કલાક, કલાક બેઠા છીએ ? હા, ક્યારેક બધાની પસંદગીની સીરિયલ હોય તો ટી.વી. સામે બધા જ બેસેલાં હોય. પણ એમાંય કરુણતા એ કે આખો પરિવાર ભેગો હોવા છતાં કોઈ કોઈની સાથે કશું બોલે નહીં. કશું બોલવા-સાંભળવાનો ઉમળકો જ નહીં. હા, સીરિયલના પાત્રોની વાત સાંભળવાની. ને એમના સુખદુઃખે સુખી દુઃખી પણ થવાનું. જાણે કે એ જ આપણા સ્વજન ! (જો કે હવે તો આ રીતે પણ ભેગા બેસવાનું રહ્યું નહીં. બધાના રૂમમાં પોતપોતાના ટી.વી. અલગ. માણસ જો મુક્તમને વિચાર કરે તો ઘણી અપેક્ષાએ એવું જરૂર લાગશે કે ખૂબ વધારે પડતો પૈસો આશીર્વાદ નહીં, અભિશાપરૂપ બની જાય છે. પૈસાના જોર પર પરિવારના દરેક સભ્યની બધી જ વસ્તુઓ સ્વતંત્ર-અલગ. ન કોઈએ ક્યારેય ભેગા થવાની જરૂર ન કોઈને કોઈની અપેક્ષા રાખવાની જરૂર. પછી સ્નેહની સરવાણી ફૂટે જ શી રીતે ?)

ને બાપુજી ! ભોજનની વાત કરું તો એક વસ્તુ આપણા નસીબમાં જ નથી. આપણી પહોંચની બહાર છે. આપણા ભોજનમાં મળે જ નહીં.

'કઈ બેટા !'

'પ્રેમ બાપુજી.' વાત એવી છે કે આપણે ત્યાં રસોઈયાએ બનાવેલી ફ્રીજમાં મૂકેલી ને પછી માઈક્રોવેવમાં ગરમ કરેલી રસોઈ નોકર પીરસે. અહીં તો આન્ટી જ રોજ ગરમાગરમ રસોઈ ખુદ બનાવી ખુદ જ જમાડે. અને

એ ગરમાગરમ ભોજનની સાથે પ્રેમ પણ પીરસે. એ આવે એટલે બધું જ મીઠું લાગે. ને એ વિના બધું ફીક્કું. (એક યુવાન કમાવવા માટે દેશાવર ગયેલો. ઘણો કાળ ત્યાં રહ્યો. ઘણી હાડમારી કરી. પણ પુણ્યે સાથ ન આપ્યો. કમાયા વગર જ છેવટે પાછો ફર્યો. ભલે ફદિયું પણ કમાઈને લાવ્યો નથી. પણ મા કોને કહેવાય ? સારો આવકાર આપ્યો. દીકરો ઘણાકાળ પછી પાછો ફર્યો છે. માની ખૂબ હોંશ. બજારમાં ગઈ. કેરી કે કેળાં તો ન ખરીદી શકી. પણ કાકડી લાવી. ચીરીઓ કરતી જાય છે ને ખૂબ હેતથી પુત્રને ખાવા માટે આપતી જાય છે. પુત્ર પણ એટલા જ હરખથી ખાતો જાય છે. છેલ્લી એક ચીરી રહી. માએ પોતાના મુખમાં મૂકી. પણ આ શું ? આટલી બધી કડવાશ. 'તેં ના કેમ ન પાડી ? કેવી કડવી વખ ?' માએ પૂછવા પર દીકરાએ હસીને કહ્યું : મા ! કાકડી કડવી હતી. પણ એને પીરસનાર હાથ અને હૈયું તો મીઠા હતા ને. પછી કાકડી મીઠી ન લાગે ?) એન્ડ ફાધર ! આપણે ત્યાં તો પેકેટના દૂધ, અહીં તો રોજ બે વાર તાજું દોહેલું દૂધ. જુઓને, સાત દિવસમાં તો હું કેવો લાલ ટમેટા જેવો થઈ ગયો છું.

પપ્પા ! તમે બહુ સારું કર્યું કે સાત દિવસ મને અહીં રાખ્યો. નહીંતર આપણે કેવા ગરીબ છીએ અને છતે પરિવારે કેવા પરિવાર વિહોણા ને એકલવાયા છીએ એ મને ક્યારેય ખબર જ ન પડત. કાશ ! મારો પણ આવા અમીર પરિવારમાં જન્મ થયો હોત !

અતિશ્રીમંત માણસોને પારિવારિક જીવનનો અને પ્રેમનો સદંતર અભાવ. વિચિત્ર ધંધાઓના કારણે લગભગ ખાવા-પીવા ઉંઘવા વગેરેની અનિયમિતતા ને તેથી શરીરના સ્વાસ્થ્યનો લગભગ અભાવ, ફૂદકે ને ભૂસ્કે વધતા લોભને નાથવા માટે સતત ચિંતાઓ. એ માટેના નવા-નવા સાહસોમાં કોઈકમાં પણ પછડાટ મળે તો અપસેટ-ટેન્શન-ડિપ્રેશન વગેરે અનેક નુકસાનો હોય છે. ને સુખ તો શું ? ૧૦૦ માંથી ૧૫૦ કરોડ થયા ને ૧૫૦ માંથી ૨૦૦ કરોડ થયા. બસ ખાલી આંકડો વધતો જોવાનું સુખ ને પછી બધું છૂપું રાખવાની ચિન્તા. સ્વીસબેંકોમાં ભારતના રાજનેતાઓ-અભિનેતાઓ, ક્રિકેટરો અને વેપારીઓના ૭૫ લાખ કરોડ રૂપિયા સંભળાય છે ને ! આંકડો જોઈ જોઈને



હરખાવ ! આ સિવાય આ સંપત્તિનું એના માલિકોને બીજું કોઈ સુખ મળતું હશે ?

પ્રશ્ન : સંપત્તિ હોય તો સુકૃત થાય ને ?

ઉત્તર : અહો ભ્રાન્તિઃ ! ઝેરથી જીવન કહેવાય કે મોત ?

'મોત.'

'પણ વૈદે આપેલું ઝેર કોઈકને જીવાડે પણ છે ને ?'

'હા, જીવાડે પણ હજારોમાં એકાદને. બાકીના હજારો તો મરણાને શરણ જ થાય છે. ને જે એકાદ જીવે છે તે પણ એમાં એવા સંસ્કાર કર્યા હોવાથી. માટે ઝેરથી મોત જ કહેવાય, જીવન નહીં.'

બસ, આ જ રીતે સંપત્તિથી પુણ્ય કરનારા કોક વિરલા જ હોય છે. બાકી મોટો ભાગ પાપ કરનારો જ છે. સુકૃત કરનારના જીવનમાં પણ ઘણુંખરું, પૈસાથી સુકૃત જેટલું થાય છે એના કરતાં પાપો જ વધુ થતા હોય છે. અરે ! બીજાની ક્યાં વાત કરવી ? માનવીએ પોતાના જ જીવનનો વિચાર કરવો જોઈએ કે પૈસા વધ્યા પછી મારા જીવનમાં પુણ્ય વધ્યું છે કે પાપ ? જીવન માટે અતિ આવશ્યક કહેવાય એટલી કમાણીથી વધારાની કમાણી બંધ થઈ જાય તો કેટલા કેટલા પાપ મારા જીવનમાંથી ઓછા થઈ જાય ? પ્રામાણિકપણે આ વિચાર કરવા પર સ્પષ્ટ પ્રતીત થશે જ કે પૈસા વધવા પર પાપ જ દિન દૌ ગુના રાત ચૌ ગુના વધ્યા છે. એટલે 'ઝેર હોય તો જીવી શકાય ને !' આ જેમ એક ભ્રમણા છે એમ 'પૈસા હોય તો પુણ્ય થાય ને !' એ પણ એક ભ્રમણા છે એ વાત નિઃશંક જાણવી.

અસ્તુ. આપણે મૂળવાત પર આવીએ. વધારાના સંગીતે રાજાની ઉંઘ ઊડાડી દીધી. રાજા શય્યાપાલકને પૂછે છે : 'અલ્યા ! તેં ધ્યાન ન રાખ્યું ? હું સૂઈ ગયો હતો.'

'રાજન્ ! મને ખ્યાલ આવી જ ગયો હતો કે આપ સૂઈ ગયા છો.

'પણ...?'

'મધુર સંગીત સાંભળવાના લોભને હું રોકી ન શક્યો. ને તેથી મેં

સંગીતકારોને રવાના ન કર્યા.' અને રાજાનો ગુસ્સો ! 'હરામખોર ! મારી આજ્ઞા મહત્ત્વની છે કે તારું સાંભળવાનું ? બસ, હવે તારું સાંભળવાનું જ બંધ કરી દઉં.' ને રાજાએ શય્યાપાલકના કાનમાં ધગધગતો સીસાનો રસ રેડ્યો. આ કોનો આત્મા છે ? ભવિષ્યમાં તીર્થંકર ભગવાન્ શ્રી મહાવીરસ્વામી બનનારનો. તો કર્મસત્તા ભગવાન્ના આત્માને તો છોડી દે ને ? ભલે તેં અપરાધ કર્યો. પણ તું તો ભગવાન્ બનનારો. જા તને કોઈ સજા નહીં. ખરું ને ?

'ના.'

તો ગણધરને છોડે ?

'નહિં'

તો દેવોને ? ઇન્દ્રોને ? રાજાઓને ? શ્રીમંત-શાહુકારોને ?

'ઉંહું... કર્મસત્તા તો કોઈને છોડતી નથી.'

ના, મારી કલ્પના છે કે કર્મસત્તા એક જણને તો અવશ્ય છોડતી હશે.

'એ કોણ ?'

'એ તમે પોતે.'

'મહારાજ સાહેબ ! કેમ આવી કલ્પના ?'

હું તમને સમજાવું. આજે દેશમાં પ્રધાનોના-મોટા મોટા અધિકારીઓના નબીરાઓ બેફામ ગુનાઓ આચરે છે. શા માટે ? એટલા માટે કે 'મારા ફાધર મિનીસ્ટર છે. મને સજા નહીં થાય.' એવી એમને હૂંફ છે.

'બરાબર.'

એટલે નિયમ આવો નિશ્ચિત થાય છે કે ગુનો એ જ આચરે છે જેને સજાનો ડર ન હોય. એટલે અવકાશ મળ્યો - ટી.વી., ધંધે બેઠા પછી ગમે તેવા વિશ્વાસઘાત - માયા પ્રપંચ, ડગલે ને પગલે ગુસ્સો, આવા બધા બેફિકર થઈને પાપ કરતાં તમને જોઉં... ત્યારે મને થાય છે કે 'કર્મસત્તા જરૂર આમની માસી થતી હશે. એમને સજા કરતી નહીં હોય ?' આ તો મારી કલ્પના છે. બાકી કર્મસત્તા કોઈને છોડતી નથી. એણે તો પ્રભુવીરને પણ કહી દીધું. ભલે, તું ભગવાન્ બનજે. પણ આ અપરાધ કર્યો છે તો એની સજા પણ



ભોગવવા તૈયાર રહેજે. અને પ્રભુના કાનમાં ખીલા ઠોકાયા.

હવે તમને હું એક પ્રશ્ન પૂછું. તમારે સાચો જવાબ આપવાનો છે.

પ્રભુ મહાવીરનાં કાનમાં ખીલા ઠોકાયા, કારણ કે (૧) પ્રથમ વિકલ્પ - પ્રભુ મહાવીરનાં કર્મો દુષ્ટ હતાં. (૨) બીજો વિકલ્પ - ખીલા મારનારો ગોવાળિયો દુષ્ટ હતો. કયો વિકલ્પ સાચો ? કૌન બનેગા કરોડપતિ આ ગેમ શોમાં અભિતાભ કરોડ પતિ બની ગયો. ચેનલવાળા કરોડપતિ બની ગયા. તમારામાંથી કેટલા બન્યા ? આ વિશ્વમાં કુદરતનો પણ એક ગેમ શો ચાલે છે. આવા પ્રશ્ન એના તરફથી આવતા હોય છે. સાચા જવાબના કરોડ રૂપિયા જ નહીં, આપણી કલ્પના બહારનું ઈનામ આ કુદરત આપણને આપે છે. ચાલો જવાબ આપવાનો છે. પ્રભુ મહાવીરનાં કાનમાં ખીલા ઠોકાયા, કારણ કે (૧) પ્રથમ વિકલ્પ - પ્રભુ મહાવીરનાં કર્મો દુષ્ટ હતા.

(૨) બીજો વિકલ્પ - ખીલા મારનારો ગોવાળિયો દુષ્ટ હતો.

'પ્રથમ વિકલ્પ, કર્મો દુષ્ટ હતા.'

બધાનો આ જવાબ છે ?

'હા'

લોક કિયા જાય ?

'હા'

તમારો આ જવાબ બિલકુલ સાચો છે. પણ હવે, તમારા જીવનને સ્પર્શતો પ્રશ્ન પૂછવાનો છે. તમારી વહાલસોયી દીકરીના લગ્ન થયા. બાર મહિના પછી ચાર દિવસ માટે તમારે ત્યાં આવી છે ને એણે પોતાની સાસુની ફરિયાદો કરવાનું ચાલુ કર્યું.

આ દુનિયામાં સાસુ એક એવું પાત્ર છે જેના માટે કહેવાય છે - જે રોજ પડાવે આંસુ એનું નામ સાસુ. (જ્યારે વ્યાખ્યાનમાં હું આ વાત કરું ત્યારે સાસુઓ આનો વિરોધ કરે છે. 'સાહેબ ! હવે તો ઉંધું છે.' એટલે હવે વ્યાખ્યા બદલીએ - જે રોજ પાડે આંસુ એનું નામ સાસુ. બરાબર ?

'બરાબર.'

તો પછી બહેનોને એક પ્રશ્ન : તમારે રોજ આંસુ પાડવા છે ?

'ના'

'તો સાસુ બનતા નહીં.'

'પણ સાહેબ દીકરો હોય તો ?'

તો અમને સોંપી દેજો. કજિયાના મૂળરૂપ 'સાસુ' પદને પામવા કરતાં 'રત્નકુક્ષિ માતા' પદને પામવાનું સૌભાગ્ય લાખ દરજ્જે સારું છે, ગૌરવપ્રદ છે ને આનંદપ્રદ છે. જેને આ વાતમાં શ્રદ્ધા ન બેસે એણે, એક પુત્રને પરણાવીને સાસુ બની હોય ને બીજા પુત્રને સંયમમાર્ગે વાળી રત્નકુક્ષિ મા બની હોય આવી સંખ્યાબંધ સુશ્રાવિકાઓ આજે આ સંઘમાં જે વિદ્યમાન છે, એ બધી સુશ્રાવિકાઓનો સર્વે કરવાની ભલામણ છે.)

તમારી દીકરી ફરિયાદ કરી રહી છે. 'મમ્મી ! પપ્પા ! હેરાન-હેરાન થઈ ગઈ છું. મારી સાસુ સવારથી સાંજ સુધી મજુરી કરાવે છે. કચરાં પોતાં કરો. રસોઈ કરો. વાસણ માંજો. કપડાં ધુઓ. ન ચેનથી ખાવા દે, ન ચેનથી પીવા દે, કે ન ચેનથી ઉંઘવા દે. ને વચ્ચે વચ્ચે કડવા વેણનાં એવા હંટર ફટકારે છે. પપ્પા ! હું ખૂબ ત્રાસી ગઈ છું.' હવે હું તમને એક પ્રશ્ન પૂછું છું.

તમારી દીકરીને એની સાસુનો બહુ ત્રાસ છે. કારણ કે -

(૧) પહેલો વિકલ્પ : તમારી દીકરીનાં કર્મો દુષ્ટ છે.

(૨) બીજો વિકલ્પ : એની સાસુ દુષ્ટ છે. બોલો કયો વિકલ્પ ?

'પ્રથમ ! દીકરીનાં કર્મો દુષ્ટ છે.'

'માત્ર મને જ કહેશો ? કે ઘરમાં તમારી દીકરીને પણ કહેશો ?' શું દીકરીને તમે કહેશો કે 'બેટી ! તારી સાસુ દુષ્ટ નથી. તારાં કર્મો દુષ્ટ છે.' આ જ જવાબ સાચો છે ને આ જ જવાબનું કુદરત ભવ્ય ઈનામ આપે છે. એક વાત આ પણ સમજવા જેવી છે કે કૌન બનેગા કરોડપતિ ? આ ગેમ શોમાં સાચા જવાબના ઈનામ હતા. પણ ખોટા જવાબની સજા નહોતી.



જ્યારે કુદરતના આ ગેમ શોમાં સાચા જવાબનું ઈનામ જેમ ભવ્ય છે, એમ ખોટા જવાબની સજા પણ એવી જ ભયંકર છે. આ ઈનામ અને સજા.. આ બન્ને આપણી કલ્પનાથી બહારના હોય છે એ આગળ વિચારીશું. આ માત્ર દીકરીની જ વાત નથી. બધાને લાગુ પડતી વાત છે. કાંઈપણ સહન કરવાનું આવે એટલે આ વાત લાગુ પડી જાય છે. પડોશી આફતની બલા છે. ડગલે ને પગલે હેરાન કર્યા કરે છે.

નાનો ભાઈ આપણી વિરોધમાં પડી ગયો છે. પડોશમાં, સમાજમાં અને બજારમાં બધે જ આપણા અંગે કૈંક સાચી-ખોટી વાતો કરી બધાને ઉશ્કેરી રહ્યો છે. ને એના કારણે આપણે ખૂબ વેઠવું પડે છે.

જેઠાણી બહુ જ આળસુ - કામચોર છે. ને એના કારણે દેરાણીને સવારથી સાંજ સુધી રીતસર મજુરી જ કરવી પડે છે. પાછી જબરી એવી છે કે કાંઈપણ સારી વસ્તુ આવે તો એ જ પચાવી પાડે છે. વળી વાચાળ છે. એટલે સાસુ વગેરે સ્વજનો કે મહેમાનો પાસે દેરાણીની કાંઈ ને કાંઈ બદબોઈ કર્યા જ કરે છે. ને તેથી દેરાણી બધાની નજરમાંથી ઉતરી રહી છે.

સંસારમાં સહન કરવી પડતી આવી તો ઢગલાબંધ વાતો છે. X, Y, કે Z અનેક વ્યક્તિઓ તરફથી એ સહન કરવી પડતી હોય છે કે ક્યારેક કોઈ એક જ વ્યક્તિ તરફથી સહન કરવી પડતી હોય છે. દરેક વખતે જાતને આ પ્રશ્ન પૂછો : હું X, Y, કે Z દ્વારા હેરાન થઈ રહ્યો છું. કારણ કે - (૧) પ્રથમ વિકલ્પ : મારાં કર્મો દુષ્ટ છે.

(૨) બીજો વિકલ્પ : એ X, Y, કે Z દુષ્ટ છે. આમાં દરેક વખતે પ્રથમ વિકલ્પ જ સાચો હોય છે. એનું જ પ્રકૃતિ ભવ્ય ઈનામ આપે છે. કારણ કે X, Y, કે Z એ તો જેલર છે. જેલર કેદીને અંધારી કોટડીમાં પૂરી દે. ફટકા મારે, જાતજાતની મજુરી કરાવે, ભૂખ્યો રાખે. અરે ! કોર્ટમાંથી ઓર્ડર હોય તો ફાંસીના માંચડે લટકાવી દે. એ ક્યારેય દુષ્ટ હોતો નથી. પોતાનો અપરાધ જ દુષ્ટ છે ને માટે કેદીએ સહન કરવું પડતું હોય છે. બસ આવું જ પ્રસ્તુતમાં હોય છે. દરેક વખતે 'મારાં કર્મો દુષ્ટ છે.' 'મારાં

કર્મો દુષ્ટ છે.' આ જ મંત્ર રટવા જેવો છે. સજા ઘટાડવાનો ને ઈનામ પામવાનો આ જ ઉપાય છે. સાડા બાર વર્ષના સાધનાકાળ દરમ્યાન ડગલે ને પગલે ઘોર ઉપસર્ગો પ્રભુવીરને આવ્યા છે. પણ પ્રભુએ ક્યારેય પણ ઉપસર્ગકર્તાને દુષ્ટ માન્યો છે ? પછી સંગમ હોય, શૂલપાણિ હોય, કટપૂતના વ્યંતરી હોય, ગોવાળિયો હોય કે X, Y, Z કોઈપણ હોય. તે તે કોઈપણ ઉપસર્ગકર્તાને દુષ્ટ નથી માન્યા. તો જ એના પ્રત્યેના દ્વેષ અને દુર્ભાવથી બિલકુલ બચી શક્યા છે. 'મારાં કર્મો જ દુષ્ટ છે. મારા અપરાધની જ મને સજા થઈ રહી છે. X, Y, કે Z તો જેલર છે. સમતાથી સહન કરીશ તો જ સજા નિર્મૂળ થશે.' આવા વિચારો સહનશક્તિને વધારે જ. અસહ્ય લાગતા આઘાતોને પણ જીવ પછી સમતાથી સહી શકે છે. ને પછી કુદરત સમતાપૂર્વક સહન કરવાના એના આ પરાક્રમને ભવ્ય ઈનામોથી બિરદાવ્યા વિના રહેતી નથી.

ધોકા અને ક્ષારનો માર ખાનાર કપડાંને સ્વચ્છતા અને ઉજળાશનું ઈનામ મળે છે. અગ્નિમાં શેકાનાર સુવર્ણને શુદ્ધિ અને ચમકનું વરદાન મળે છે. તૂટી પડ્યા વિના ટાંકણાનો માર ખાનાર પથ્થર પરમાત્મા બનવાની અને વિશ્વપૂજ્ય બનવાની બક્ષિસ પામે છે.

જે વાત જડ માટે છે એ જ વાત સમાન રીતે જીવને લાગુ પડે છે. આવી પડતી પીડાઓને સમતાથી સહી લેનારાને ઈનામ ન મળ્યું હોય ને ઉપરથી સજા થઈ હોય આવો એક પણ કિસ્સો અનંતકાળમાં પણ નોંધાયો નથી. ને એનાથી વિપરીત, પીડકને પ્રહાર કરનારો સજાપાત્ર ન બન્યો હોય એવો પણ એકપણ કિસ્સો નોંધાયો નથી.

**પ્રશ્ન :** આપણા વગર વાંકે અન્ય વ્યક્તિ ડગલે ને પગલે કનડગત કર્યા કરતી હોય તો એ તો ઘોર અન્યાય કહેવાય. અન્યાય ક્યાં સુધી સહન કરવો ?

**ઉત્તર :** આપણને ન્યાયમાં રસ છે કે સમાધાનમાં ? ન્યાયમાં એકઘરે, જેની ફેવરમાં ચુકાદો આવે એ ઘરમાં, અજવાળું થાય છે જ્યારે સમાધાનમાં બન્ને ઘરે અજવાળાં (સંતોષ-ખુશી) પથરાય છે. ન્યાયમાં કર્મસત્તા માને છે. ત્રિપૃષ્ઠવાસુદેવના ભવમાં શય્યાપાલકના કાનમાં ધગધગતું સીસુ રેડ્યું હતું. છેલ્લા ભવમાં કાનમાં ખીલા ઠોકીને કર્મસત્તાએ ન્યાય કરી લીધો. ધર્મસત્તા તો સમાધાનમાં માને છે. પ્રભુમહાવીરે 'મારા જ પૂર્વ અપરાધોની સજા છે.' એમ સમાધાન કેળવીને એ પીડાને પણ અપૂર્વ સમતાપૂર્વક સહી લીધી. પણ એ યાદ રાખવું જોઈએ કે કર્મસત્તા જીવને પીડવામાં માને છે. ધર્મસત્તા જીવને સુખી કરવામાં માને છે. આપણને જે પસંદ હોય એના પક્ષમાં બેસવું ન જોઈએ ?

બાકી તો કુદરતના શાસનમાં અન્યાય જેવું કશું છે જ નહીં. 'દર વખતે મારે જ સહન કરવાનું ?' આ પ્રશ્ન જ અસ્થાને છે. આ જેલર અંધારી કોટડીમાં ગોંધાઈ રહેતો નથી. માર ખાતો નથી. મજુરી કરતો નથી. ને મારે જ રોજ આ બધુ વેઠવાનું ? આવો પ્રશ્ન કેદી કરે એ શું યોગ્ય છે ? નસ્તરની કે ઓપરેશનની પીડા મારે જ વેઠવાની ? ડૉક્ટર તો કશું સહન કરતો નથી. આવો પ્રશ્ન ઊઠાવવાનો દર્દીને અધિકાર શું હોઈ શકે ? કર્મનું ગુમડું કે ગાંઠ દૂર થઈ રહ્યા છે, પછી આવો પ્રશ્ન ઊઠાવવાનો શું મતલબ ? પાલકને જેલર કે સર્જન ડૉક્ટર માનનારા પાંચસો શિષ્યો ઘાણીમાં પીલાઈ જવાની પ્રાણાંત વેદનામાં પણ અન્યાય ન જોયો તો કેવલજ્ઞાનની શ્રેષ્ઠતમ બક્ષિસ પામી મોક્ષે સિધાવી ગયા. પણ એમના ગુરુ ખંધકસૂરિએ પાલકનો ઘોર અન્યાય માન્યો તો એમને દુઃખમય સંસારમાં રઝળવાની સજા જ મળી. 'આ બાળમુનિને ઘાણીમાં પીલાતા હું જોઈ નહીં શકું. માટે પહેલાં તું મને પીલી નાખ ને પછી આ બાળમુનિને' આટલી પાલકને વિનંતી કરી. પાલક તો ખંધકસૂરિને વધુમાં વધુ ત્રાસ આપવા જ ચાહતો હતો. એટલે એણે ઘરાર ના પાડી ને બાળમુનિને જ પ્રથમ પીલ્યા. ખંધકસૂરિને થયું 'વગર વાંકે મારા ચારસો નવ્વાણું સાધુઓને તેં પીલી નાખ્યા. તો પણ મેં એક હરફ સુદ્ધાં ઉચ્ચાર્યો નથી. ને આટલી ક્રમ બદલવાની એક નાની વિનંતી છેલ્લે કરી રહ્યો છું તે પણ તું સ્વીકારતો નથી ? આ તારો ઘોર અન્યાય છે. ને આ ઘોર અન્યાયને

મૂંગે મોંઢે જોઈ લેનારા આ નગરજનો પણ અન્યાયને ન રોકવાનો અન્યાય કરી રહ્યા છે.

અન્યાય જોયો એટલે મન એને સાંખી લેવા તૈયાર થાય જ નહીં. ને છતાં એને ટાળી ન શકાય. ને તેથી પરાણે પણ સાંખી લેવો પડે તો મન બદલો લેવા તૈયાર થઈ જ જાય. ખંધકસૂરિ પણ તૈયાર થઈ ગયા. આ દુષ્ટ પાલક, એને છૂટો દોર આપનાર રાજા અને નિષેધ ન કરવારૂપે અન્યાયમાં સાથ આપનાર આ પ્રજાજનો... આ બધા સહિત આ નગરનો નાશ કરનારો બનું. એવું નિયાણું કરી લીધું. પણ પરિણામ ? કુદરત તરફથી બક્ષિસ કે સજા ? એ જગજાહેર છે.

સંગમદેવે પ્રભુવીરને એક રાતમાં અત્યંત ભયંકર વીસ ઉપસર્ગો કર્યા. અને પછી પણ પ્રભુની પાછળ પડ્યો છે... છ-છ મહિના સુદી જાતજાતની કનડગતો કર્યા કરી છે. તો પણ પ્રભુએ કોઈ જ અન્યાય જોયો નથી, માન્યો નથી. શું પ્રભુને નુકશાન થયું ? એક વસ્તુ યાદ રાખવા જેવી છે. આ કર્મસત્તા સજા કરવામાં જેમ અત્યંત નિર્દય છે. એમ સજા માફ કરવામાં પણ એ અત્યંત દયાળુ છે. આપણે આપણા એક ગુનાની સજાને સમતાપૂર્વક સહન કરી લઈએ છીએ તો આ કર્મસત્તા આપણા અન્ય ઢગલાબંધ ગુનાઓની સજા માફ કરી દે છે.

જેલર રોજ કેદી પાસે સખત મજુરી કરાવે છે. વળી ફટકા મારે છે. કેદી આજ્ઞાંકિત સેવકની જેમ બધાં જ ચીંધેલાં કામ કરી આપે છે. માર પણ શાંતિથી ખાઈ લે છે. આ ક્રમ રોજ ચાલે છે. જેલમાં બની રહેલી આ ઘટનામાત્રને જ જે કોઈ જોશે એને આમાં જેલરનો અન્યાય લાગશે જ. જે પોતાની નજરને જેલની બહાર લઈ જશે, ને તેથી કેદીના અપરાધ, કોર્ટે ફરમાવેલી સજા સુધી પોતાની દૃષ્ટિ લંબાવશે એને આમાં અંશમાત્ર અન્યાય નહીં ભાસે, માત્ર ને માત્ર ન્યાય જ ભાસશે. આવું જ પ્રસ્તુતમાં છે. 'મને ઘોર અન્યાય થઈ રહ્યો છે' આવી ફરિયાદ કરનાર જે કોઈ હોય એણે સમજવું જોઈએ કે વર્તમાન જીવન તો જેલ છે. કબૂલ ! આ જેલમાં તેં કશું ખોટું



કર્યું નથી. પણ દૃષ્ટિને સીમિત ન રાખતા આ જેલથી આગળ પૂર્વજન્મ, એમાં આદરેલા અપરાધો, કર્મસત્તાની કોર્ટે કરેલી સજા... આ બધા સુધી લંબાવ, તને અન્યાયની ગંધ સુદ્ધાં નહીં આવે, ન્યાય જ ભાસશે. અને ન્યાય જ જો ભાસશે, તો મન એ સજાને સહી લેવા તૈયાર થઈ જશે. એટલું જ નહીં, સહેવા છતાં શાંત પણ બન્યું રહેશે.

આ ન્યાયને હવે પશ્ચિમના વિદ્વાનો પણ સ્વીકારવા લાગ્યા છે. એની કેટલીક બાબતો જોઈએ. હિપ્નોટીક ટ્રાન્સના આધારે એક હજારથીયે વધુ માનવીઓના પૂર્વજીવનોનો અભ્યાસ કરનાર ડૉ. એલેક્ઝાંડર કેનને The power within માં દર્શાવેલાં તારણો : *'બીજો જન્મ પોતાની પસંદગી મુજબ મળે છે ?' એજ રીગ્રેશનના પ્રયોગો દરમ્યાન આ પ્રશ્નનો જવાબ નકારમાં મળ્યો છે. 'પોતાની પસંદગી મુજબ પછીનો ભવ નથી મળતો. પણ પોતાના વર્તમાન જીવન મુજબ એ મળે છે.' 'ગતજન્મમાં સેવેલાં કોઈ દુષ્કાર્યના બદલામાં તે આદમી ક્રિયા-પ્રતિક્રિયાના આ નિયમના કારણે આ જનમમાં કેવી રીતે દુઃખી થાય છે ? તે દર્શાવવા દ્વારા આ પૂર્વજીવનોનો અભ્યાસ, કુદરતમાં અત્યંત વ્યાપક એ અદ્દલ ન્યાયને જ સૂચવે છે. 'મારા ઉપર એક પછી એક આપત્તિઓ કેમ ત્રાટક્યા કરે છે ?' આવી ફરિયાદ કરનાર માનવીઓના ગતજન્મોમાં નજર નાખતાં જણાય છે કે એમણે એ જન્મોમાં ક્રૂર કર્મો આચર્યાં છે. જ્યારે અન્ય વ્યક્તિ આ જીવનમાં ગમે તેમ વર્તે છે તો પણ એના પાસા પોબાર પડતાં જણાય છે. ગત જન્મમાં એમણે કરેલાં કોઈ સત્કાર્યનું આ ઈનામ ન હોઈ શકે ?*

પરામનોવૈજ્ઞાનિક સંશોધનો દ્વારા કર્મ અને પુનર્જન્મની પ્રતીતિ થવાના કારણે પાશ્ચાત્ય જગતમાં કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતને સ્વીકારી લેવાની માગ ઊઠી છે. **ડૉ. પોલબ્રુંટન** પોતાના **"The Hidden Teaching Beyond Yoga"** પુસ્તકમાં લખે છે કે *કર્મ એ એક વૈજ્ઞાનિક સિદ્ધાંત છે. એશિયાના ધર્મોએ એને અપનાવેલો છે. યુરોપમાં પણ પહેલાં એનો સ્વીકાર હતો. પરંતુ ઈસુ પછી પાંચસો વર્ષે કૉન્સ્ટેન્ટીનોપલની કાઉન્સિલે*

*એને ઈસુના ઉપદેશમાંથી બાકાત કર્યો. આમ કેટલીક મૂર્ખ વ્યક્તિઓએ પશ્ચિમ જગતને આ વૈજ્ઞાનિક નિયમથી વંચિત કર્યું. પણ હવે આ વૈજ્ઞાનિક સિદ્ધાંતની ફરીથી પ્રતિષ્ઠા કરવાનો અવસર આવી ગયો છે. આ કાર્યને વેગ આપવો એ શાસકોનું, નેતાઓનું, શિક્ષકોનું અને ધર્મગુરુઓનું કર્તવ્ય છે. જ્યારે માનવીને આ ખ્યાલ આવશે કે પોતાની વૃત્તિ-પ્રવૃત્તિના પ્રત્યાઘાતમાંથી બચી શકાય એમ નથી ત્યારે પોતે કઈ પ્રવૃત્તિ કરવી ? એ બાબતમાં કાળજીવાળો બનશે. અને વિચાર કરતી વખતે પણ સાવધ રહેશે. જ્યારે એને ખબર પડશે કે દ્વેષ અને ધિક્કાર એવા કાતિલ શસ્ત્ર છે કે જે માત્ર સામા આદમીને જ નહીં, પણ ત્યાંથી અથડાઈને પાછા ફરીને એ શસ્ત્ર છોડનારને ખુદને પણ ઘાયલ કરે છે. ત્યારે આ સૌથી વધુ અનર્થકર પાપને પોતાના દિલમાં સ્થાન આપતાં પૂર્વે માનવી સત્તર વાર વિચાર કરશે.*

*આ સમજણમાંથી સુદઢ નીતિમય જીવન સ્વયં ઉદ્ભવશે. પશ્ચિમે પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતને અપનાવવો અત્યંત જરૂરી છે અને તે પણ સત્વરે, કારણ કે આ સત્યો માનવીને અને દેશને પોતાની નૈતિક જવાબદારીનું જે ભાન કરાવે છે તે કોઈપણ અનુચિતવાદ કે માન્યતા કરાવી શકશે નહીં.*

કુદરતના આ ન્યાયને જે હૈયાથી સ્વીકારી શકે છે એને પછી જીવનમાં કોઈ ફરિયાદ જ ન રહેવાથી સ્વસ્થ શાંત જીવન સાહજિક બને છે. પછી મારે આટલું બધુ કામ કરવાનું ને એ તો કશું કરતો નથી. આવી બધી જે કાંઈ અસમાનતાઓ જીવનમાં હશે તેનો પણ જીવ વિના ફરિયાદ સ્વીકાર કરી શકે છે. સાદી કેદની સજાવાળો કેદી જેલમાં કશી મજુરી કરતો નથી. સખતકેદની સજાવાળો મજુરી કરી કરીને લોથ થઈ જાય છે, છતાં શું એની કોઈ ફરિયાદ હોય છે ? અસ્તુ.

સાસુ અંગે ફરિયાદ કરી રહેલી દીકરીને કહો કે જો તારે કુદરત પાસેથી

> - કર્મ વિના કરસનભાઈ જાન કનં રી'જાય ?
> કર્મમાં તેલ લખીયો તો ઘી કટેંથી થાય ?



ભવ્ય ઈનામ જોઈએ છે તો 'મારાં કર્મો દુષ્ટ છે' આ સાચો જવાબ જ બોલજે, વિચારજે. ને સજા નથી જોઈતી એ માટે 'મારી સાસુ દુષ્ટ છે' એવા ખોટા જવાબનો વિચાર સુદ્ધાં કરીશ નહીં.

પ્રશ્ન : પણ અમારી દીકરી કહ્યાગરી ન હોય, કામગરી ન હોય, આળસુ હોય, જે થોડુંઘણું કામ કરે એ પણ આવડત ન હોવાને કારણે બગાડી નાખતી હોય, ઉદ્ધત હોવાથી સાસુની સામે બોલતી હોય, આવું હોય ને સાસુ અમારી દીકરીને હેરાન કરતી હોય તો તો સમજી શકાય છે કે સાસુ દુષ્ટ નથી. પણ જો અમારી દીકરી કહ્યાગરી છે, કામગરી છે, દરેક કાર્યમાં કુશળ છે, ને પાછી એટલી નમ્ર છે કે ક્યારેય સાસુની સામે હરફ સુદ્ધાં ઉચ્ચારતી નથી. ને છતાં એની સાસુ એને હેરાન કરતી હોય તો તો સાસુ દુષ્ટ છે જ ને, 'સાસુ દુષ્ટ નથી' એમ શી રીતે કહેવાય ?

(આવું અનેકના જીવનમાં બનતું હોય છે. પોતાની કોઈ ભૂલ નહીં. કશો વાંક નહીં. ધરાર સામાની કલ્પના જ ગલત હોય કે લોકદષ્ટિએ તો એ જ દુષ્ટ હોય, ને વારંવાર હેરાન કરતો હોય, તો 'એ દુષ્ટ નથી' એમ મનને શી રીતે મનાવવું ? એમ જેની પાછળ પોતે તન-મન-ધનનો ખૂબ ભોગ આપ્યો હોય, જેની માટે ખૂબ કષ્ટો વેઠ્યા હોય- અપમાનના કડવા ઘુંટ પીધા હોય, પોતાના કેટલાંય મહત્ત્વના કાર્યો ગૌણ કર્યા હોય, એ વ્યક્તિ દરેક રીતે હેરાન કરી રહી હોય એવે વખતે 'એ વ્યક્તિ દુષ્ટ નથી' આ વાતને દિલ શી રીતે સ્વીકારે ?)

**ઉત્તર** : જેલર ક્યારેય દુષ્ટ હોતો નથી. આશય એ છે કે જેલર કેદીને જે કાંઈ મજુરી કરાવે છે, 'ચાલ આટલા પથ્થર તોડી નાખ.' 'આટલું અનાજ પીસી નાખ.' 'આખી જેલને વાળીઝુડીને સાફ કર.' દરેક વખતે કેદી Without any argument તે તે કામ આજ્ઞાંકિત સેવકની જેમ કરી આપે છે. શાંતિથી માર ખાઈ લે છે. ને છતાં એ કેદીને જેલર રોજ સખત મજુરી કરાવે છે. વળી ફટકા મારે છે. એક દિવસ... બીજો દિવસ.. એક મહિનો... બીજો મહિનો... આ જેલરને દુષ્ટ કહેવાય ? એક X નામની ત્રાહિત વ્યક્તિની

કલ્પના કરો. કોર્ટ શું છે ? અપરાધ શું છે ? સજા શું છે ? જેલ કે જેલર શું છે ? આ કશી બાબતની એને કશી કલ્પના જ નથી. એ X રોજ આટલું જુએ છે કે આ પહેલો આદમી (જેલર) બિચારા આ માણસ પાસે (કેદી પાસે) રોજ કેટલીય મજુરી કરાવે છે. આ બિચારો નરમ છે, ભોળો છે.. એટલે કશી ય દલીલ કર્યા વિના બધું જ કામ કરી આપે છે. ને છતાં આ પહેલો આદમી રોજ સાંજ પડે ને આને કોરડા વીંઝે છે. ખરેખર આ બિચારો સીધો-સાદો-મહેનતુ ને નમ્ર છે ને આ કોરડા વીંઝનારો બહુ દુષ્ટ-ક્રૂર છે જે આને હેરાન કર્યા કરે છે.

જેલ-જેલર કોર્ટ વગેરેની જેને કલ્પના જ નથી એને જરૂર જેલર દુષ્ટ લાગે. પણ જેને આ બધી મેટરની ખબર છે એને જેલર ક્યારેય દુષ્ટ લાગતો નથી. એમ પૂર્વજન્મ-અપરાધો-કર્મસત્તાની કોર્ટ-એ કોર્ટે ફરમાવેલી સજાઓ-જેલર તરીકે રહેલા આસપાસના જીવો... આ બધી કશી કલ્પના જ ન હોય એને ભલે ઉત્પીડકજીવ દુષ્ટ લાગે. પણ જેને આ બધી બાબતોની જાણ છે એને તો એ ઉત્પીડકજીવ જેલર જ લાગવાથી પછી દુષ્ટ શી રીતે ભાસે ?

**શંકા :** આ તો કર્મસત્તા વગેરેની જાણકારી હોવી એ પણ અપરાધ બની જશે. કારણ કે જેને એ જાણકારી નથી એના માટે પીડકજીવ જેલર નહીં, ને તેથી એનો સામનો કરે તો સજા ન વધે ને જેને જાણકારી છે એની તો સજા વધી જ જાય, કારણ કે એણે તો એને જેલર જ માનવાનો.

**સમાધાન :** "Ignorance is not an excuse" અજ્ઞાન એ કોઈ બચાવ નથી. જે જેલરને જેલર તરીકે ન જાણે ને તેથી દુષ્ટ માની એને મારવા સામો ધસી જાય, એ કેદીની સજા શું વધતી નથી ? એમ કર્મસત્તા વગેરેને ન જાણે ને તેથી પીડા આપનાર જીવને સામો મારવા ધસી જાય, તો એ અજ્ઞાનજીવને પણ કર્મસત્તા સજા કરે જ છે. એનું અજ્ઞાન એને બચાવતું નથી જ.

બાળકને પિતાનો માર, પશુના ગળામાં લાકડું વગેરે જ્યાં જ્યાં સજા જોવા મળે ત્યાં ત્યાં ગુનાની જ કલ્પના કરનારા આપણે આપણી સજામાં એની કલ્પના ન કરીએ એ કેમ ચાલે ? જે આપણને ગમતું નથી, ને છતાં વેઠવું પડે છે એ બધું જ સજારૂપ જ છે ને જો સજા છે તો અપરાધ હોવો જ જોઈએ. ને જો અપરાધ છે તો એની સજા કરનાર કોઈક તંત્ર (કોર્ટ) કુદરતમાં હોવું જ જોઈએ. નહીંતર તો અપરાધો બેફામ બની જાય. અરાજકતા ફેલાઈ જાય. ચારે બાજુ ચોરી-લૂંટફાટ-મારામારી ને હત્યા જ હત્યા જોવા મળે. ને કુદરતની જો કોઈક કોર્ટ છે તો એને ફરમાવેલી સજાનો અમલ કરનાર કોઈક જેલર પણ હોવો જ જોઈએ.. આ બધી વાતો બે ને બે ચાર જેવી છે. એટલું જાણવાની પણ તસ્દી ન લઈએ. તો એ તસ્દી ન લેવી એ જ ગુનો કેમ ન બની જાય ? આવી ઉપેક્ષા બચાવ શી રીતે આપી શકે ? માટે અજ્ઞાન એ કોઈ બચાવ નથી.

એટલે વાત આ નિશ્ચિત થઈ કે કર્મસત્તાની કોર્ટ વગેરેની જાણકારી હોય કે ન હોય, ઉત્પીડક જેલર જ છે. જેલરથી વધુ કશું નહીં ને જેલર ક્યારેય દુષ્ટ હોતો નથી. દુન્યવી કોર્ટનો જેલર કદાચ દસના બદલે અગ્યાર ફટકા મારી દે વગેરેરૂપે કોર્ટના હુકમથી વધારે સજા કરી દે એવું બની શકે. પણ કર્મસત્તાની કોર્ટનો જેલર સજામાં એક અંશમાત્ર પણ વધારો કરી શકતો નથી. જેટલી સજા કર્મસત્તાએ ફરમાવેલી હોય એટલી જ કરવાની એને સત્તા ને એટલી જ શક્તિ. એક તસુભાર પણ વધારે સજા કરવાની ન સત્તા કે ન શક્તિ. પછી એને દુષ્ટ માની જ શી રીતે શકાય ? વળી જેલર અંગે એક વાત આ છે કે જેલર કેદી કરતાં વધુ શક્તિશાળી જ હોય એવો નિયમ હોતો નથી. ઘણા પહેલવાન-બળવાન કે ખૂંખાર ગુનેગાર કરતાં જેલર નબળા-દૂબળાં હોય ને છતાં જેલર તરીકે એને ફટકા મારવા વગેરે કરતાં જ હોય છે. આપણી પીડાઓની બાબતમાં પણ આવું જોવા મળતું જ હોય છે.

બ્રહ્મદત્તચક્રવર્તી ! છ ખંડનો સમ્રાટ-૧૪ રત્નો-નવનિધાન-૧૬૦૦૦ દેવો રક્ષા કરવા માટે સદા તત્પર ને પોતાની જ રાજધાનીમાં રાજસવારી નીકળે ત્યારે તો અંગરક્ષકોનો પણ કેવો કાફલો હોય ? ને છતાં એક જંગલના ભીલ છોકરાએ માત્ર ગોફણ જેવા સાધનથી એની બન્ને આંખો ફોડી નાખી. શું આ શક્ય બની શકે ? પણ બન્યું છે એ હકીકત છે.

દુનિયામાં ઘટતી આવી ઘટનાઓ પણ, જો થોડી પણ સૂક્ષ્મવિચારણા કરવાની ક્ષમતા હોય તો જરૂર સૂચવશે કે બળવાનને હેરાન કરનારો એ નિર્બળ 'જેલર' જ હોવો જોઈએ. જેલર તરીકેના અધિકાર વિના-કોર્ટના પીઠબળ વિના આવી બાબત શક્ય બની શકે જ નહીં.

એટલે કહું છું કે હેરાન કરનારો જેલર છે ને જેલર ક્યારેય દુષ્ટ હોતો નથી. કોર્ટનો ઑર્ડર હોય તો ગુનેગારને એ કદાચ શૂળીએ પણ ચડાવી દે. તો પણ એ દુષ્ટ નથી. એમ કર્મસત્તાની કોર્ટનો ઑર્ડર હોય તો કોઈ પ્રાણ પણ લઈ લે. તો પણ એને દુષ્ટ માની શકાય નહીં. એટલે કે-

ગાળ આપનારો... જેલર !

થપ્પડ મારનારો ... જેલર !

જૂઠા આરોપ મૂકનારો ... જેલર !

ડગલે ને પગલે અપમાન કરનારો ... જેલર !

વાત વાતમાં આપણી વાત તોડી પાડનારો ... જેલર !

બધા પાસે આપણને હલ્કા ચીતર્યા કરનારો ... જેલર !

ચીજ-વસ્તુનું નુકસાન પહોંચાડનારો ... જેલર !

ધંધામાં વિઘ્ન કરનારો ... જેલર !

હાથ-પગ ભાંગી નાખનારો ... જેલર !

બસ, ... જેલર ... જેલર... જેલર... આ શબ્દને રટ્યા કરો. કાંઈપણ સહન કરવાનું આવે એટલે જેલર ! કોઈ એક વ્યક્તિ આપણને ખૂબ ત્રાસ આપે છે. વારેવારે હેરાન કર્યા કરે છે. એની કનડગતોથી આપણે વાજ આવી ગયા છીએ. ને તેથી મનમાં એના પ્રત્યે ઘણો ગુસ્સો આવે છે. બદલો લેવાનું

> **सव्वं पुव्वकयाणं कम्माणं पाव फलविवागं ।**
> **अवराहेसु गुणेसु य निमित्तमित्तं परो होई ॥**
> *અર્થ : સુખ અને દુઃખમાં બીજો તો નિમિત્તમાત્ર બને છે. બધું પોતાના પૂર્વકૃત કર્મોના ફળવિપાક મળે છે.*



મન થઈ જાય છે. કંઈકને કંઈક કરી નાખું એવી લાગણીઓ ઊઠ્યા કરે છે. ને એ કરી શકાતું નથી તેથી મન અપસેટ - અશાંત રહે છે. આવી વ્યક્તિનું X, Y, કે Z જે કાંઈ નામ હોય એ નામ ગોઠવીને હું તો જરૂર કહીશ કે 'જીવડા ! X તો જેલર છે, એ કાંઈ દુષ્ટ નથી.' 'જીવડા ! X તો જેલર છે, એ કાંઈ દુષ્ટ નથી.' આવી અથવા 'જીવડા ! X દુષ્ટ નથી, તારાં કર્મો દુષ્ટ છે' 'જીવડા ! X દુષ્ટ નથી, તારાં કર્મો દુષ્ટ છે.' આવી રોજ એક માળા ગણવી જોઈએ. ક્યાં સુધી ? જ્યાં સુધી એના પ્રત્યેની વેરભાવના નેસ્ત-નાબુદ ન થઈ જાય ત્યાં સુધી.

એક બીજી વિશેષતા કહું : કૌન બનેગા કરોડપતિમાં એક સાચા જવાબનું એકવાર ઈનામ મળ્યા પછી તમે એ જ જવાબ રીપિટ કર્યા કરો તો કાંઈ ઈનામ બીજી-ત્રીજી વાર મળતું નથી. કુદરતના આ ગેમ શોમાં તો જેટલીવાર સાચો જવાબ એટલીવાર ઈનામ. 'પડોશી તો જેલર છે.' 'પડોશી કાંઈ દુષ્ટ નથી. મારાં કર્મો દુષ્ટ છે.' 'મારાં કર્મો વાંકાં ન હોય તો પડોશી મને શું કરી શકે ?' આવું તમે મનમાં જેટલીવાર વિચારો છો કે પરસ્પર વાતચીતમાં જેટલીવાર બોલો છો એટલીવાર કુદરત તમારા એકાઉંટમાં ઈનામ એડ કરતી જાય છે, કારણકે આ સાચા જવાબ છે. અને આનાથી વિપરીત, 'પડોશી બદમાશ છે' 'દુષ્ટ છે.' 'મને વારે વારે હેરાન કરે છે...' આવું બધું તમે જેટલી વાર વિચારો છો કે બોલો છો એટલી વાર કુદરત તમારા ખાતામાં સજા ઉમેરતી જાય છે. કારણકે આ ખોટા જવાબ છે.

વળી, સમજવા જેવી એક વાત આ પણ છે કે દુનિયાની કોઈપણ સત્તા, કોઈપણ સંસ્થા કે કોઈપણ શ્રીમંત વ્યક્તિ જે ઈનામ નથી આપી શકતી એવા ભવ્ય ઈનામ કુદરત આપે છે. અને એ જ રીતે દુનિયાની કોઈપણ સત્તા, કોર્ટ કે શત્રુ વ્યક્તિ જે સજા નથી કરી શકતી તેવી ભયંકર સજા કુદરત કરી શકે છે. ટૂંકમાં કુદરતની ઈનામ આપવાની શક્તિઓ પણ અમાપ છે ને સજા કરવાની શક્તિઓ પણ અમાપ છે.

કુદરત પાસેથી ભવ્ય ઈનામ જોઈએ છે કે ભયંકર સજા ? એ નિર્ણય આપણે જ કરવાનો છે.

# ૨. કર્મસત્તા

## *The only authority to Punish*

**પ્રશ્ન :** દુન્યવી જેલમાં ઘણીવાર જોવા મળતું હોય છે કે જેલર તુંડ મિજાજી હોય તો, કોર્ટનો ઓર્ડર ન હોય તો પણ કેદીની લાચારીનો ગેરલાભ ઊઠાવી ક્યારેક બેચાર થપ્પડ ઠોકી દે. પોતાનું કંઈક કામ કરાવી લે. આવું પડોશી વગેરે અન્ય વ્યક્તિ આપણને જે હેરાનગતિઓ કરે છે એમાં પણ સંભવે છે ને ! આપણો કોઈ અપરાધ ન હોય, ને તેથી કર્મસત્તાએ કાંઈ સજા ફરમાવી ન હોય ને છતાં પડોશી વગેરે પોતાની ઈચ્છાથી આપણને હેરાન કરતો હોય એવું બને ને ! ને એ વખતે તો એ દુષ્ટ છે જ ને ?

**ઉત્તર : જે સજા કર્મસત્તાની કોર્ટે ફરમાવી ન હોય આવી કોઈપણ સજા કોઈપણ જીવ ક્યારે પણ કોઈને પણ કરી શકતો નથી.** આ નિયમને દિલમાં કોતરી રાખવા જેવો છે. આશય એ છે કે આ વિશ્વમાં સજા કરવાનો અધિકાર એક માત્ર કર્મસત્તાને જ છે. એના સિવાય કોઈને નથી. કોઈ જીવ ગમે તેવો સત્તાધીશ હોય, ગમે તેવો શક્તિશાળી હોય, ગમે તેવો શ્રીમંત કે બુદ્ધિમાન હોય ને અન્યજીવને હેરાન કરવા ગમે એટલું ચાહતો હોય - મથતો હોય, પણ જો કર્મસત્તાએ એ અન્ય જીવને સજા ફરમાવી ન હોય તો એ સત્તાધીશ જીવ એ અન્ય જીવને કશું પણ કરી શકતો નથી. આનું સચોટ ઉદાહરણ એટલે અઘટકુમાર.

અવંતિદેશ, વિશાલાનગરી, સુઘટિત નામે રાજા, જ્ઞાનગર્ભ નામે રાજપુરોહિત. ચાલુ રાજસભામાં આવીને એક સેવકે જ્ઞાનગર્ભના કાનમાં કંઈક વાત કહી. જે સાંભળતાં જ જ્ઞાનગર્ભની આંખો પહોળી થઈ ગઈ ને સાનંદાશ્ચર્ય શબ્દો નીકળી પડ્યા કે 'હેં ! શું વાત છે ? હોય નહીં !' રાજાને આ વાત જાણવાનું ભારે કુતૂહલ થયું. પૂછ્યું.

પુરોહિતે કહ્યું : મારી દાસીએ એક પુત્રને જન્મ આપ્યો છે. આ બાળક ગર્ભમાં હતો ત્યારે એની માને આવેલા સ્વપ્નો પરથી એ ભાવીમાં મહાન્ બનશે એવું સૂચન થતું હતું. આજે એ બાળકનો જન્મ થઈ ચૂક્યો છે ને



એના અંગ ઉપર ચક્ર-ધનુષ્ય વગેરે લક્ષણો છે એ સમાચાર આ સેવકે મને આપ્યા.

રાજા : તો આ ચક્ર વગેરે લક્ષણોનો મહિમા શું છે એ જણાવો.

પુરોહિત : આ બાળક આ નગરીનો રાજા બનશે. અને તે પણ આપની હયાતિમાં જ. રાજાને તો એક એક શબ્દ કાનમાં શૂળની જેમ ભોંકાવા લાગ્યો. મારો કલૈયા કુંવર જેવો વિક્રમસિંહ નહીં ને એક દાસીપુત્ર રાજા બને ? અશક્ય ! અશક્ય ! છતાં ધનુષ્ય ચક્ર જેવા લક્ષણો અવશ્ય રાજ્ય અપાવે. આ વિચારથી મનમાં ભય ડોકાયા કરે છે. છેવટે નિર્ણય કર્યો કે આ બાળકને ખતમ કરાવી નાખું.

રાજાનો હુકમ થયો. બે સેવકો એ જ દિવસે જન્મેલા બાળકને રાજપુરોહિતના ઘરેથી ઉપાડી ગયા. એને ખતમ કરી નાખવાસ્તો. નગરની બહાર નીકળ્યા. પણ દેવકુંવર શા બાળકને જોતાં જ મનમાં વિચાર ચાલવા લાગ્યા. 'આવું નાનું બાળક ! એણે રાજાનું શું બગાડ્યું હશે કે રાજા એને મારી નાખવા માગે છે ?' રૂડાં-રૂપાળાં અને નિર્દોષ આ બાળકની હત્યા કરવાનો જીવ ન ચાલ્યો. 'આપણે એને ક્યાંય રેંઢો મૂકી દઈએ. પછી પશુ-પંખીઓએ જે કરવું હોય તે કરે.' એક જીર્ણ બગીચાના અવાવરા કૂવાના કાંઠા પર બાળકને મૂકીને બન્ને રવાના થઈ ગયા.

સવારે બગીચામાં આવતાં જ માળીના આશ્ચર્યનો પાર નહીં. આ બગીચો તો જીર્ણ હતો. રડ્યા ખડ્યા કોઈક જ ઝાડ પર બે-ચાર ફુલો આવતા. આજે તો જાણે કે વસંત ખીલી ઊઠી છે. દરેક ઝાડ ફળ-ફુલથી લચી પડ્યું છે. આ શો ચમત્કાર ? ચારે બાજુ નજર ફેરવતાં કૂવાના કાંઠા પર હસતું-ખીલતું બાળક જોયું. વેરીને પણ વહાલ કરવાનું મન થઈ જાય એવા દેવકુંવરશા બાળકને ચૂમીઓથી નવડાવી દીધું ને ઘરે લઈ જઈ પોતાની નિઃસંતાન માલણને સોંપ્યું. 'આજથી તને કોઈ વાંઝણી નહીં કહે.' પણ બગીચામાં ઘટી ન શકે એવી ઘટના ઘટી હોવાથી બાળકનું નામ પાડ્યું, અઘટકુમાર.

અકથ્ય આનંદના મહાસાગરમાં ડૂબેલી માલણે જતનપૂર્વક બાળકને ઉછેરવા માંડ્યો. એકદિ કેડે બાળકને તેડીને રાજસભામાં રાજાને ફુલમાળા આપવા આવે છે. જ્ઞાનગર્ભે બાળકને જોતાં જ નિર્ણય કર્યો કે 'આ એ જ બાળક છે.' બાળકનું અપહરણ થઈ ગયેલું એ ખબર હતી. પણ પછી બાળક ક્યાં છે ? ખબર નહોતી. ને આજે બાળક જોવા મળ્યું એટલે એની નજર એના પર જ ચોંટી ગઈ. રાજાના ખ્યાલમાં આ વાત આવી ગઈ. રાજાએ કારણ પૂછવા પર સ્પષ્ટ વક્તા પુરોહિતે કહ્યું : આ બાળક એ જ મારી દાસીનો પુત્ર છે જે આપની રાજગાદીએ બેસવાનો છે. રાજા પાછો ચિંતામાં ગરકાવ થઈ ગયો. બન્ને સેવકોને બોલાવ્યા. રાજાનો ગુસ્સો જોઈને જ બન્નેએ ભૂલ કબુલી લીધી ને જણાવ્યું કે અમે તો કૂવાના કાંઠે બાળકને મૂકી દીધું હતું. ને તપાસ કરતાં આ પણ જાણવાં મળ્યું કે માળીને બાળક કૂવાના કાંઠા પરથી જ મળ્યું છે. એટલે નિઃશંક નિર્ણય થઈ ગયો કે 'આ એ જ બાળક છે.'

પણ આ બાળક રાજા બને એ રાજાને હરગીજ મંજૂર નથી. એણે અત્યંત નિર્દય જલ્લાદને આજ્ઞા કરી દીધી કે આ બાળકને ખતમ કરો. સૈનિકો પરાણે અઘટકુમારને માલણ પાસેથી ઊઠાવી ગયા. પેલો યમ જેવો નિષ્ઠુર જલ્લાદ બાળકને લઈને જંગલ તરફ રવાના થયો. અઘટકુમાર દેખાવડો હોવાની સાથે રમતિયાળ ને હસમુખો પણ છે જ. જમ જેવા અજાણ્યા માણસથી પણ ડર્યા વિના એની દાઢી ખેંચવા લાગ્યો ને કાલીઘેલી ભાષામાં બા...પા...બા...પા... બોલવા લાગ્યો.

દાઢી ખેંચવાની ક્રિયાને તોફાન તરીકે જોવામાં આવે તો ક્રોધપ્રેરક બની જાય ને બાળરમત તરીકે જોવામાં આવે તો વહાલપ્રેરક બની જાય. જલ્લાદ જેવા કઠોર, નઠોર ને બાળહત્યા કરવા માટે ક્રૂર બનેલા આદમીને તો એ તોફાન લાગવાની જ શક્યતા વધારે હતી. 'હરામખોર ! મારા દાઢીના વાળ ખેંચીને પીડા ઉપજાવે છે ? હું કાંઈ તારો બાપ છું કે બાપા - બાપા કરે છે ?' પણ કર્મસત્તાએ આ બાળકને સજા ફરમાવી નથી, ઉપરથી બક્ષિસ આપવાની છે. એટલે એણે આવા જલ્લાદ જેવા જલ્લાદને પણ, દુઃખદાયક આ ક્રિયામાં બાળરમતના દર્શન કરાવ્યા. દિલને વહાલથી ભરી દીધું. મને બાપા-બાપા કહેનાર બાબાને શું હું મારીશ ? આવા નિર્દોષ બાળકને મારીશ તો મને કેટલું પાપ લાગશે ? મરીને હું ક્યાં જઈશ ? વળી વિચાર આવ્યો કે પણ જો નહીં મારું તો રાજ-આજ્ઞાનું શું ? મારી નોકરીનું શું ? રાજાને જો ખબર પડી તો મારો શિરચ્છેદ નહીં કરી નાખે ?

આ ગડમથલમાં ને ગડમથલમાં એ જંગલમાં પહોંચ્યો. એક યક્ષમંદિર આવ્યું. મોટી ફાંદ ને લાંબી દાઢીવાળી મૂર્તિ જોઈને બાળક ખુશ.પાપા પગલી કરીને પ્રતિમા પાસે પહોંચી પ્રતિમા પર ચઢી બેઠો. દાઢી સાથે રમત કરવા લાગ્યો. પેલા જલ્લાદે આ જોયું ને બાળહત્યાના પાપથી બચવા બાળકને ત્યાં જ છોડી ભાગી છૂટ્યો. આ અઘટકુમાર ઘોર જંગલમાં એકલો અટૂલો હોવા છતાં પોતાની બાળરમતમાં મસ્ત છે.

પુણ્ય વિનાના અભાગિયાઓ ચિંતા કરી કરીને ઉજાગરા કરે તો ય ચિંતા મુક્ત થઈ શકતા નથી. જ્યારે ભાગ્યશાળીઓને તો ભૂત પણ રળે છે. માટે જ્ઞાનીઓ કહે છે 'પાપ કરવાના બંધ કર, પુણ્યનો ભંડાર ભરાય એટલો ભરી લે. પછી તારી ચિંતા તારે નહીં કરવી પડે. કુદરત કરશે.' સામાન્યથી દેવો પોતાની દુનિયામાં મસ્ત હોય છે. હજારો વર્ષ વીતી જાય. પણ પૃથ્વી પર રહેલા પોતાના ખુદના મંદિર તરફ પણ તેઓનું ધ્યાન ખેંચાતું નથી. પણ અઘટકુમાર તો પુણ્યનો ભંડાર ભરીને આવેલો છે. કુદરતે એની સેવામાં તત્પર રહેવું જ પડે. કુદરતે દેવનું ધ્યાન મંદિર તરફ ખેંચ્યું. દેવે અવધિજ્ઞાનથી પોતાના મંદિરમાં બાળ અઘટને એકલો અટૂલો જોયો.

અઘટકુમારના આ દૃષ્ટાંતમાં જલ્લાદ હત્યા નથી કરતો ને મંદિરમાં છોડી જાય છે એટલી જ વાત છે. અન્યત્ર કોઈક દૃષ્ટાંતમાં તો એવું પણ આવે છે કે પોતાના જાનનું જોખમ ખેડીને પણ એ જલ્લાદ આવો નિર્ણય કરે

છે કે 'હું આ બાળકને મારીશ તો નહીં, પણ હું જ ગુપ્ત રીતે એનું પાલન-પોષણ અને રક્ષણ કરીશ.' વિચારવા જેવું આ છે કે આ એ જલ્લાદ છે જેના દિલમાં દયાનો છાંટો ય ક્યારેય પેદા થયો નથી. કોઈક એને કહે કે 'અલ્યા ! માણસ મારવાના ધંધા કરે છે ? તારે મરીને ક્યાં જવું છે ?' ત્યારે ભારે નાસ્તિકતાને ઘોષિત કરતા એ કહેતો કે 'પુણ્ય-પાપ-પરલોક હું કશું માનતો નથી.' આવા નિર્દય-નાસ્તિક જલ્લાદને દયાળુ અને આસ્તિક કોણ બનાવી રહ્યું છે ?

કર્મસત્તાની અમાપ શક્તિઓને સમજવા જેવી છે. એ કહી રહી છે કે હું ભલભલા નિર્દયને દયાળુ બનાવી શકું છું. ઘોર નાસ્તિકને આસ્તિક બનાવી શકું છું. ભક્ષકને રક્ષક બનાવી શકું છું. એ તો જાણે કે કહે છે : મારે દીર્ઘઆયુષ્યની બક્ષિસ આપવાની હોય તો હું શું ન કરી શકું ? ઈ.સ. ૨૦૦૬ ના જુલાઈ મહિનામાં કુરુક્ષેત્રમાં એક ગરીબ મજુરનું ૬ વર્ષનું બાળક નામે પ્રિન્સ... ૬૦ ફૂટ ઊંડા બોરમાં પડી ગયું. એટલો સાંકડો બોર કે જેથી કોઈ સાધન અંદર નાખી બાળકને ઉપાડી લેવું શક્ય જ નહોતું. આ કોઈ પ્રધાનનું, મોટા ઉદ્યોગપતિનું કે લશ્કરી અફસરનું બાળક નહોતું. એક ગરીબ મજુરનું બાળક. આજે ગરીબોની - મજુરોની દેશમાં શું કિંમત છે ? પાંચ-પચ્ચીસ મરી જાય તો પણ કોઈ દેશનેતાના પેટનું પાણી હાલે એમ છે ? ભોપાલ ગેસ દુર્ઘટના કેસનો વિચિત્ર ચુકાદો આનું પ્રમાણ નથી ? આવી વિષમ પરિસ્થિતિમાં રહેલા બાળકને કોણ બચાવે ? પણ કુદરત કોનું નામ ! એ બાળકને જાણે કે કહી રહી છે. 'હું તારી સેવામાં ઈન્ડિયન આર્મીને ઉતારીશ. એક અપૂર્વ ઑપરેશન હાથ ધરાવીશ. કરોડો ટી.વી. દર્શકો પાસે તારા માટે પ્રભુને પ્રાર્થના કરાવીશ.' આર્મીના આ મિશન દ્વારા નજદીકના ૪૫ ફૂટ ઊંડા કૂવાને ૬૦ ફૂટ સુધી ખોદીને ૬૦ ફૂટ નીચે જમીનમાં કૂવાથી બોર સુધીનો માર્ગ કરીને બાળકને ઉગારવામાં આવ્યું. ૫૦ કલાકે બાળક બહાર આવ્યું.

હમણાં ઈ.સ. ૨૦૧૦ માં ચીલીમાં ખાણમાં ધરતીથી બે હજાર ફૂટ ઊંડે ફસાઈ ગયેલા ૩૩ ખાણિયા કામદારો ! ચીલી દેશે ને આખી દુનિયાએ જ



નહીં, ખુદ એ કામદારોએ પણ પ્રારંભે બચવાની આશા છોડી દીધેલી. પણ કર્મસત્તા જીવાડવા માગતી હતી. એક કલ્પનાતીત અભૂતપૂર્વ ઑપરેશન દ્વારા સીત્તેર દિવસે બધાને ધરતી પર સૂરજના દર્શન થયા.

કુદરત કેટલી કાળજી કરે છે. 'હરામખોર ! મારી ફાંદ પર ચડી બેઠો ? મારી દાઢી સાથે મસ્તી કરે છે ? મારી કદર્થના ?' આવો વિચાર દેવને ન આવ્યો. પણ, 'બાળક મને કેવો પ્યાર કરે છે ?' એવો વિચાર કુદરતે એ દેવને આપ્યો. ને એટલે જ દેવે 'પ્રેમપૂર્વક કાળજીથી ઉછેર થાય એવે સ્થાને આ બાળકને ગોઠવવું જોઈએ,' એવા વિચાર સાથે એ જ જંગલમાં છાવણી નાખીને પડેલા અઢળક સંપત્તિમાન, નિઃસંતાન સાર્થવાહ દેવધરને સ્વપ્ન આપ્યું. 'અહીં નજીકમાં મારા મંદિરમાં એક દેવકુંવર જેવું બાળક છે, એને તું લઈ જા ને પુત્રવત્ ઉછરે કર.' દેવધર તો રાજીનો રેડ. તેજસ્વી કાંતિવાળા બાળકને પામી જાતને ભાગ્યશાળી માનવા લાગ્યો. દેવનો ખૂબ ખૂબ આભાર માની ભાવપૂર્વક પૂજા કરી સ્વવતન તરફ રવાના થયો.

દેવધરની પત્નીને બાળક જ નહીં, માતૃત્વ પણ મળ્યું. આનંદનો કોઈ પાર નહીં. કાળક્રમે અસાધારણ બુદ્ધિપ્રતિભા, વિનય અને અભ્યાસના કારણે યૌવનના ઉંબરે પગ મૂકવાની ઉંમરે તો શસ્ત્ર અને શાસ્ત્ર, બધામાં પારંગત બન્યો. પિતાજીની સાથે રહી ધંધામાં પણ હથોટી કેળવવા લાગ્યો. ધંધા માટે ફરતો ફરતો દેવધર એક વખત વિશાલાનગરીમાં પહોંચ્યો. બહુમૂલ્ય પવનવેગી અશ્વો રાજાને ભેટ ધરવા અને વેપારની રજા મેળવવા માટે અઘટકુમાર સાથે રાજસભામાં ગયો. જ્ઞાનગર્ભપુરોહિતની નજર અઘટ પર પડી ને ચમકી ઊઠી. શરીર પરના લક્ષણો જોતાં જ એણે નક્કી કર્યું કે આ અઘટકુમાર જ છે. પછી એકાંતમાં રાજાને વાત કરી. રાજાના માથે તો જાણે કે વીજળી પડી. જલ્લાદની પૂછપરછ કરી. ખાતરી થઈ. હવે શું કરવાનું ?

વલ્લભીભંગના ઈતિહાસની શ્રાદ્ધવિધિગ્રન્થમાં વાત આવે છે. મારવાડના પાલી ગામમાં કાકુઆક અને પાતાક નામે બે ભાઈઓ રહે. નાનો શ્રીમંત. મોટો એટલો જ નિર્ધન. કર્મની કઠિણાઈ તો એવી કે નાનાભાઈના ખેતરમાં

જ કાળી મજુરી કરવાની નોબત આવી. એક દિ થાકીને લોથપોથ થઈને ઘસઘસાટ ઉંઘી ગયેલા કાકુઆકને મધરાતે નાનાભાઈએ ઊઠાડ્યો. 'કાંઈ ભાન છે ? આ ખેતરના ક્યારામાંથી પાણી રેલાવા માંડ્યું છે ને તમે અહીં નિરાંતે ઘોરો છો ? આ નોકરી કરવાના લક્ખણ છે ? હરામનો પગાર ખાવો છે ? ઊઠો ને ખેતરે જઈ કામ કરો.' કાકુએ મન મારીને ઊઠવું પડ્યું ને ખેતરે જવું પડ્યું. પણ ત્યાં જઈને જોયું તો ખેતરમાં માણસો કામ કરી રહ્યા હતા. એને આશ્ચર્ય થયું. વળી કોઈ ચહેરો પરિચિત જણાયો નહીં. એણે પૂછ્યું: આવી મધરાતે કામ કરનારા તમે બધા કોણ છો ?

'અમે તમારા ભાઈના પુણ્યથી ખરીદાયેલા ચાકરો છીએ.' આ જવાબ સાંભળતાં કાકુને લાગ્યુ કે આ માણસો નથી, પણ દેવો છે. જોઈ કુદરતની કલા ! ઈનામ આપવું હોય તો દેવોને પણ દાસ બનાવી દે !

'તો મારા માટે પણ આવું કામ કરવાવાળા કોઈ મળે ખરા ?' કાકુઆકે પૂછી નાખ્યું.

'તું વલ્લભીપુર જા. તારું ભાગ્ય ત્યાં ખીલશે.' ને કાકુઆક લાંબી ખેપ ને ભારે કષ્ટો ઊઠાવી વલ્લભીપુર પહોંચ્યો. ત્યાં જઈ તેલ-મરચું વિગેરે પરચુરણ વસ્તુઓ વેંચવા માંડ્યો. ધીમે ધીમે એક નાની દુકાન થઈ ગઈ. લોકોને કાકુઆક નામ ફાવતું નહોતું. તેથી રાંકાશેઠ કહીને બોલાવતા. ને એ જ નામ પ્રસિદ્ધ થઈ ગયું. એક વખત એક કાર્પટિક (કાપડીયો) ગિરનારથી આવ્યો. ગિરનારમાં ઘણી સાધના અને શોધખોળના અંતે એણે સિદ્ધરસ મેળવ્યો હતો. જે રસનું એક ટીપું પણ મણ લોઢાને સોનુ બનાવી દે. જાનની જેમ જતન કરીને એ રસની કૂપિકા અહીં સુધી લાવેલો. રાંકાશેઠની દુકાનની બાજુમાં જ એણે મુકામ કર્યો. ધીરે ધીરે મૈત્રીસંબંધ પણ બંધાયો. એ અરસામાં સોમનાથનો મહિમા સાંભળવાથી તેની યાત્રા કરવાનું નક્કી કર્યું. અને એ યાત્રામાં આ જોખમ સાથે રાખવાના બદલે રાંકાશેઠને ભલાવી જવાનો નિર્ણય કર્યો. શેઠ પાસે આવીને કહે છે : 'શેઠજી ! આ મારી કૂપી સાચવવાની છે. યાત્રાથી પાછો આવું ત્યારે મને પાછી આપશો.'



રાંકાશેઠે સરળતાથી કહ્યું : આ દુકાનમાં તને ઠીક લાગે ત્યાં મૂકી દે. દુકાનના ઉપરના ભાગે કૂપીને વ્યવસ્થિત બાંધીને કાર્પટિક પ્રભાસપાટણના માર્ગે ચડ્યો. એક દિવસ કોઈ પ્રસંગવશ રાંકાશેઠે દુકાનમાં જ ચૂલો પેટાવી ઉપર તવો મૂકેલો. ગરમીના કારણે રસનું એક ટીપું તવા પર પડ્યું ને કાળો ભઠ્ઠ તવો સુવર્ણમય બની ગયો. રાંકાને આશ્ચર્ય થયું ! બીજો તવો લાવ્યો. વળી ગરમી વધતાં બીજું ટીપું એ તવા પર... ને એ ય તવો સોનાનો બની ચમકવા લાગ્યો. રાંકાને ખ્યાલ આવી ગયો કે આ કૂપીમાં સુવર્ણરસ છે. લોભ જાગ્રત થયો. કૂપી હવે પાછી આપવી નહીં. ને પાછળથી કોઈ બબાલ ન થાય એ માટે રાંકાશેઠે દુકાનમાંથી સારભૂત બધી ચીજો કાઢી લઈને દુકાનને આગ લગાડી દીધી. ને પાછું અજાણ્યો થઈ 'આગ ! આગ !' ની રાડારાડ કરી મૂકી. લોક ભેગું થયું. આગ બુઝાવી. શેઠે નવી મોટી દુકાન કરી. ઢગલો સોનું બનાવી દીધું છે. મોટા શેઠ બની ગયા છે. પેલો કાર્પટિક આવ્યો. રાંકાશેઠે મુખને દીન-ઉદાસ કરીને એને કહ્યું : 'ભઈલા ! શું કરું ? અચાનક આગ લાગી ગઈ. આખી દુકાન બળીને સાફ...પછી કૂપી કઈ રીતે બચે ?'

આ વાત પરથી ને શેઠની જાહોજલાલીમાં દેખાતા આસમાન- જમીનના ફેરફાર પરથી કાર્પટિકને કાવાદાવાની ગંધ તો આવી જ ગઈ. પણ શું બોલે ? એને અચાનક યાદ આવ્યું કે જ્યારે એ કૂવામાંથી રસ ભરતો હતો ત્યારે કોઈક ગેબી અવાજ આવ્યો હતો કે ભર રાંકાના નામે... એકવાર તો કૂપી ખાલી કરી. ફરીથી ભરવા માંડી ને ફરીથી અવાજ આવ્યો હતો : ભર રાંકાના નામે.

કાર્પટિકે મન મનાવી લીધું. આ રસકૂપી મારા ભાગ્યની નહીં, રાંકાશેઠના ભાગ્યની જ હતી. ખેર ! જે થયું તે ખરું ! અબજો રૂપિયાનું સોનું બનાવી આપે એટલો રસ ગુમાવ્યો હોવા છતાં કર્મસત્તાના નિર્ણયને માથે ચઢાવી લેનાર કેવા સ્વસ્થ રહી શકે છે. આવા નુકશાનને પણ કેટલા હળવાશથી લઈને ક્રોધ-દ્વેષ-બદલો લેવાની પ્રક્રિયા વગેરેથી બચી શકે છે ?

પુરોહિતે માએ જોયેલા સ્વપ્નો પરથી અને શરીરના લક્ષણો પરથી સ્પષ્ટ

આગાહી કરી છે કે આ બાળક રાજા બનવાનો છે. વળી પોતે એને મારી નખાવવાનો પ્રયાસ કર્યો ને છતાં કુદરતે એનો મહિમા વિસ્તાર્યો છે. બીજીવાર તો અત્યંત ક્રૂર અને નિર્દય જલ્લાદને સોંપ્યો હોવા છતાં પોતાના પ્રાણનો જુગાર ખેલીને પણ જલ્લાદે બાળકને ખતમ કરવાની પોતાની આજ્ઞા માની નથી.

સુઘટરાજા પણ આ બધું જે જાણે છે એના પરથી અઘટને રાજા બનાવવાના કુદરતના નિર્ણયને માથે ચઢાવી શકતા હતા. 'હશે ! એનું નસીબ હશે તો ભલે એ રાજા થાય.' પણ 'ધાર્યું તો ધણીનું (કુદરતનું) થાય' એ વાતને માથે ચઢાવવાની તૈયારી નહોતી. 'હું રાજા છું. સત્તાધીશ છું. જે મને ન ગમે એ ન થવા દઉં. આવી બધી કલ્પના હતી. ને તેથી હાર્યો જુગારી બમણું રમે, ન્યાયે અઘટને પતાવી દેવાના નવા પેંતરા રચવાના ચાલુ કર્યા. 'શસ્ત્રકલામાં નિષ્ણાત આ અઘટની મારે ખૂબ જરૂર છે' વગેરે દેવધરને સમજાવી અઘટકુમારને પોતાની પાસે રાખી લીધો ને પછી એને મથુરાના પ્રદેશની વ્યવસ્થા સંભાળવા મથુરા મોકલ્યો. એ ત્યાં પહોંચ્યો, ભવ્ય સ્વાગત થયું. થોડા જ વખતમાં એને ખ્યાલ આવી ગયો કે પૂરા વફાદાર-કુશલ અધિકારીઓ અને ખડતલ સૈનિકો મારા હાથની નીચે જોઈએ. એણે એવા એક હજાર આદમીઓને સ્વવતનમાંથી બોલાવી યથાસ્થાને ગોઠવી દીધા. અને મથુરાધીશ સમ્રાટ તરીકે રહેવા લાગ્યો. સુઘટરાજાને આ સમાચાર મળવા પર એ ખૂબ અકળાયા. હવે આનો જીવ કઈ રીતે લેવો ? એણે યુક્તિ ગોઠવી કાઢી. અઘટકુમારને વિશાલા બોલાવ્યો. 'રાજકુમાર વિક્રમસિંહ રણમોરચે લડી રહ્યો છે. તારે એની સહાયમાં જવાનું છે. માટે લશ્કરને તૈયાર કર.'

અઘટકુમાર તો ખુશ થઈ ગયો. મનમાં કશી શંકા નથી. 'રાજાજી ! ખૂબ ઉપકાર કર્યો આપે આ કામ સોંપીને. કાલે સવારે જ પ્રયાણ કરું છું.'

'ભલે તમે તૈયારી કરો. હું રાજકુમારને પત્ર લખી દઉં છું.' રાજાએ કહ્યું.

બીજા દિવસે સીલબંધ પત્ર લઈને અઘટકુમારે રસાલા સાથે પ્રયાણ કર્યું. આ પત્રમાં મને તાલપુટવિષ આપવાની વાત છે એનો અઘટને અણસાર



સુદ્ધાં નથી. પ્રયાણમાં વધતાં વધતાં એક દિવસ સાંજે આ આખો રસાલો જંગલમાં પેલા યક્ષના મંદિર પાસે પહોંચ્યો ને ત્યાં જ પડાવ નાખ્યો. 'પોતે બાલ્યવયમાં આ જ યક્ષની દાઢી સાથે રમત કરેલી અને આ યક્ષે જ દેવધરને સ્વપ્ન આપીને પોતાના ઉછેર માટે જણાવેલું...' આ બધું અઘટને કશું ખ્યાલમાં નથી. એ તો પનોતી પુણ્યાઈ દ્વારા કુદરતનો લેણદાર બનેલો છે. કુદરતે સતર્ક થવું જ પડે. એણે પેલા યક્ષના અવધિજ્ઞાનના ઉપયોગને ફરીથી આ જંગલસ્થિત મંદિર તરફ વાળ્યો. દેવે અઘટકુમારને અવધિજ્ઞાનથી જોયો ને ઓળખી ગયો. અવધિજ્ઞાનના બળે જ ચિઠ્ઠીની વાત જાણી. પોતાની દિવ્યશક્તિથી એ જ હસ્તાક્ષરમાં લખાણ બદલી નાખ્યું કે આ પત્ર લાવનારની સાથે રાજકુમારીને પરણાવી દેજો.

અઘટ પહોંચ્યો. પત્ર રાજકુમાર વિક્રમસિંહને આપ્યો. વાંચ્યો, રાજાની સહી તથા મહોરછાપ હોવાથી શંકાને કોઈ સ્થાન ન રહ્યું. જોશીઓને મુહૂર્ત પૂછતાં નજદીકમાં જ શ્રેષ્ઠ મુહૂર્ત જણાવ્યું. પિતાજીએ પણ ત્યાં મુહૂર્ત પૂછ્યું હશે ને શ્રેષ્ઠ મુહૂર્ત નજીક હોવાથી રાજકુમારીને ત્યાં બોલાવી લેવી અશક્ય સમજી અહીં જ ઘડિયાં લગ્ન લેવાની વાત છે, એમ રાજકુમારે કલ્પના કરી લીધી. ને અઘટકુમારના લગ્ન થઈ ગયા. આ સમાચાર જ્યારે સુઘટરાજાને મળ્યા ત્યારે એના પર તો જાણે કે વજ્રાઘાત થયો. પણ હજુ એ બોધપાઠ લેવા તૈયાર નથી. અઘટને ખતમ કરવાનો નવો પાસો નાખવા તૈયાર થઈ ગયો. પછી ભલે એમાં દીકરીનું સૌભાગ્ય નંદવાવાનું હોય. અઘટને વિશાલા આવવાનું આમંત્રણ પાઠવ્યું. અઘટને આશ્ચર્ય થઈ રહ્યું હતું. ક્યાં યુદ્ધની વાત ને ક્યાં લગ્ન, ને પાછા વિશાલાનગરી તરફ પ્રયાણ ? પત્ની-સાળા વગેરેની સાથે વિશાલા પહોંચ્યો. રાજા-પ્રજાએ ભવ્ય સ્વાગત કર્યું. રાજાએ એકાંતમાં અઘટને કહ્યું : તમારા લગ્ન તો થઈ ગયા, એક વિધિ કરવાનો બાકી રહ્યો છે.

'કયો ?'

'આવતીકાલે કાળીચૌદશની રાત્રે કુલદેવીને નૈવેદ્ય ધરવાનો વિધિ છે.' અઘટે વિધિ કરવાની વાત સ્વીકારી લીધી. રાજાએ નૈવેદ્ય તૈયાર કરાવવાની સાથે મારાઓને પણ તૈયાર કરી દીધા. અને મધરાતે જ નૈવેદ્યની થાળી લઈને આવે એને પતાવી નાખવાની સખત સૂચના પણ આપી દીધી. ચૌદસની રાત પડી. સમય થયો. આખરી વિદાય મનમાં રાખીને રાજાએ અઘટને વિદાય આપી. પૂજાપાની સામગ્રી અને નૈવેદ્યનો થાળ લઈ અઘટ નીકળ્યો. ને બહાર જ વિક્રમસિંહ મળ્યો. પૂછ્યું : અત્યારે કઈ તરફ ? અઘટે બધી વાત કરી.

'બનેવીજી ! મંદિર તો ઘણું દૂર છે. રસ્તો વિષમ છે. અંધારું ઘોર છે. ને તમે બિલકુલ નવા છો. વિધિ જ સાચવવાની છે ને તો સામગ્રી મને આપી દો. હું એ મંદિરે અનેક વાર ગયો છું. રસ્તો પરિચિત છે. હું ત્યાં જઈને નૈવેદ્ય ધરી દઈશ. અઘટે સામગ્રી આપી દીધી. રાજકુમાર મંદિરે પહોંચ્યો. બિચારો છૂપાયેલા મારાએ છોડેલા તીરથી વિંધાઈ ગયો.

સવારે રાજાને સમાચાર મળતાં જ સખત આંચકો-સખત આઘાત અનુભવ્યો. પણ આ અણધાર્યા આંચકાએ રાજાના ચિંતનની દિશા બદલી નાખી. પારાવાર પસ્તાવો થયો. 'લખ્યા લેખ મિટે નહીં' આ સનાતન સત્યનો સ્વીકાર કર્યો. અને હવે બાજી સુધારવા તથા પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા અઘટકુમારને સ્વયં રાજ્ય આપી સંયમમાર્ગ સ્વીકાર્યો. કઠોર સાધના કરવા પર કેવળજ્ઞાન પામ્યા. ક્રમશઃ વિચરતાં વિશાલાનગરીમાં પધાર્યા. રાજા અઘટ પ્રજા સાથે વંદનાર્થે આવ્યો. અમૃતમય દેશનાનું પાન બધાએ કર્યું. છેવટે રાજાએ મનમાં રહેલ પ્રશ્ન પૂછ્યો : પ્રભુ ! મારા જીવનમાં ચડાવ-ઉતાર કેમ આવ્યા ! કેવલીભગવંતે ભૂતકાળને ઉખેડ્યો.

વિદર્ભદેશ, કુંડિનપુરનગર, પુરંદરરાજા, ગજભંજન રાજકુમાર. એક દિવસ ઉદ્યાનમાં રમતાં કુમારે તપસ્વી મુનિરાજને જોયા. તપના તેજને બદલે મલમલિન વસ્ત્ર-ગાત્ર પર નજર ગઈ ને મનમાં જુગુપ્સા થઈ. 'કેટલા ગંદા !' આ અપરાધ થયો. એની સજા થઈ દાસીના પેટે જનમ લેજો. પણ કુમારનો મિત્ર ભાવુક હતો. મુનિના ચરણોમાં વંદન કરીને બેઠો. એટલે રાજકુમાર પણ



બેઠો. મહાત્માએ અહિંસા-દયાની મહત્તા દર્શાવતી દેશના આપી. જે કુમારના હૃદયને સ્પર્શી ગઈ. 'નિરપરાધી ત્રસજીવને ક્યારેય હું મારીશ નહીં.' એવી પ્રતિજ્ઞા એણે કરી. મહિનાના ઉપવાસી એ મહાત્માને વહોરાવવાનો લાભ પણ એણે લીધો.'

નવરાત્રીમાં પાડાનો વધ કરવાની કુપ્રથા એ વખતે ચાલી આવેલી. રાજા પુરંદરે ગજભંજન રાજકુમારને આજ્ઞા કરી. 'આ વખતે પાડાનું બલિદાન તું આપ. લે આ તલવાર.' કુમાર મૂંઝવણમાં મૂકાયો. એકબાજુ પ્રતિજ્ઞા. બીજી બાજુ રાજાજ્ઞા. રાજાના અતિઆગ્રહે તલવાર ઊઠાવી. પણ પ્રતિજ્ઞાપાલનના વિચારે તલવાર અધવચ્ચે જ અટકી ગઈ. ફરીથી રાજાનો ઈશારો. પાછી તલવાર ઊઠાવીને ઘાનો પ્રયાસ. પણ છેવટે પાડાની ડોક પાસે આવીને અટકી ગઈ. આવું ચારવાર થયું. (માટે ચારવાર અઘટના પ્રાણ લેવાના પ્રયાસો થયા.) છેવટે ગજભંજને રાજાને કહ્યું : 'પિતાજી ! મારાથી આ વધ નહીં થાય. મારી પ્રતિજ્ઞાનું હું પ્રાણસાટે પણ પાલન કરીશ.' ને જીવનભર એ નિયમ પાળ્યો. પૂર્વજન્મની વાત સાંભળતાં અઘટને જાતિસ્મરણજ્ઞાન થયું. ને પછી તો આત્માને વૈરાગ્યના રંગે રંગી સંયમ લીધું, સાધના કરી, કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા.

આમાં સ્પષ્ટ છે કે રાજા જેવો સત્તાધીશ પણ, જો કર્મસત્તાની કોર્ટે સજા ફરમાવી નથી, તો ગમે એટલા ધમપછાડા કરે તો પણ ધારેલી સજા કરી શકતો નથી, અરે ઉપરથી એના સજા કરવાના એ જ પ્રયાસો સામા જીવને ભવ્ય બક્ષિસો આપનારા બની જાય છે. શું એવું નથી લાગતું ? કે સુકૃતો કરી કરીને કર્મસત્તાના લેણદાર બન્યા રહેવામાં જ મજા છે. આ જ વાતનું અન્ય દૃષ્ટાંત એટલે મયણાસુંદરી.

'હું ધારું એને સુખી કરી શકું ને ધારું એને દુઃખી કરી શકું.' આવી પોતાની વાતને આ મયણા સ્વીકારતી નથી. ને 'કર્મ કરે એ થાય.' 'કર્મ કરે એ થાય' એમ કહે છે. તો હવે હું એને બતાડી દઉં કે 'હું એને કેવી દુઃખી કરી શકું છું. ને મારી વાત સ્વીકારનાર સુરસુંદરીને કેવી સુખી કરી

શકું છું.' આવા વિચારથી ક્રોધાવિષ્ટ થઈને પિતા પ્રજાપાલ રાજાએ મયણાસુંદરીને કોઢિયા ઉંબરરાણા સાથે પરણાવી દીધી. ને પ્રસન્ન થઈને સુરસુંદરીને એને પસંદ એવા અરિદમન નામના રાજકુમાર સાથે પરણાવી દીધી. પણ ધાર્યું તો કર્મસત્તાનું જ થયું.

રાજા કોઢિયા સાથે પરણાવી દેવા દ્વારા મયણાનું જીવન ઉઝાડી દેવા માગતો હતો. પણ કર્મસત્તાએ તો એવી સજા ફરમાવી નહોતી. કર્મસત્તા તો ઉપરથી મયણાસુંદરીને ઈનામ આપવા માગતી હતી. એટલે કર્મસત્તાએ ઉંબરરાણાના રૂપમાં પરમસૌભાગ્યશાળી પુણ્યનિધાન શ્રીપાળકુંવરને મોકલ્યા. ને મયણા સુખી જ નહીં, મહાસુખી થઈ. જ્યારે સુરસુંદરીને કર્મસત્તા સજા કરવા માગતી હતી. સૌભાગ્યશીલ સમજીને વરેલો રાજકુમાર કાયર નીકળ્યો. ને જીવન નિર્વાહ માટે સુરસુંદરીને ઠેઠ નૃત્યાંગના બનવા સુધી પહોંચવું પડ્યું.

આ વાત મગજમાં જડબેસલાક કરવી પડશે કે કર્મસત્તા જ્યારે ઈનામ આપવા માગે છે, સજા ફરમાવતી નથી. ત્યારે ગમે તેવી વ્યક્તિ હેરાન કરવા માટેના ગમે તેવા ધમપછાડા કરે તો પણ કશી હેરાનગતિ કરી શકતી નથી. આનો મતલબ સ્પષ્ટ જ છે કે બીજા જીવને હેરાન કરવાની સત્તા કોઈ જ જીવ પાસે છે નહીં અને તે સત્તા જ નથી એટલે કોઈપણ જીવ (જેલર) ગમે એટલું ચાહે કે મથે, છતાં કર્મસત્તાની કોર્ટે ન ફરમાવેલી સજા ક્યારેય કરી શકતો નથી. એટલે દુન્યવી કોર્ટનો જેલર કેદીને સજા બહારનો ત્રાસ ભલે કદાચ આપે, કુદરતની કોર્ટનો જેલર પોતાની ઈચ્છાથી સજામાં અંશમાત્ર પણ વધારો કે ફેરફાર કરી શકતો નથી. ને કર્મસત્તા જ જો સજા કરવા માગે છે તો માનવી ગમે તેવી વ્યવસ્થા કરે તો પણ એમાંથી બચી શકતો નથી. એ વખતે રક્ષક પણ ભક્ષક બની શકે છે.

ઈન્દિરા ગાંધીની હત્યા કોણે કરી ? એમના અંગરક્ષકોએ જ ને ? શું ઈન્દિરાજીની સુરક્ષાવ્યવસ્થા કાચી હતી ? એમનું નિવાસસ્થાન દિલ્હીમાં સફદરગંજ રોડ પર. એમની સુરક્ષા માટે ચાલુ ટ્રાફિકને ત્યાંથી પસાર થવા દેવાતો નતો. બધા પાસે ચક્કર મરાવાતા હતા. કોઈ ત્રાસવાદી હોય ને બોમ્બબ્લાસ્ટ કરી દે તો ?



વળી એમના સિક્યોરિટી ગાર્ડસ્ પ્રતિસપ્તાહ રીહર્સલ કરતા હતા. કદાચ કોક ત્રાસવાદી ક્યાંકથી ફૂટી નીકળે તો કઈ રીતે વડાપ્રધાનને બચાવી લેવાય ? કદાચ એ ફાયરિંગ શરૂ કરી દે તો એની ગોળી પોતાના શરીર પર ઝીલી લેવી પણ વડાપ્રધાનને બચાવી લેવા. આમાં તેઓ જે ઝડપ-ત્વરા ને ચપળતા દેખાડતા હતા તેમાંનું ખરેખર હત્યા થઈ એ દિવસે કશું દર્શાવી શક્યા નહીં.

પ્રાઈમ મિનીસ્ટરના બંગલાની પાછળ હંમેશા ચોવીશે કલાક એમ્બ્યુલન્સ તૈયાર રહેતી. જે દિવસે હત્યા થઈ એ દિવસે પણ એમ્બ્યુલન્સ તો હતી. પણ એનો ડ્રાઈવર નહોતો, ચાવી નહોતી. પછી એમને એમ્બેસેડર કારમાં હોસ્પિટલમાં લઈ જવા પડ્યા હતા.

દિલ્હીની હોસ્પીટલ ઓલ ઈન્ડિયા ઈન્સ્ટીટ્યુટ ઑફ મેડિકલ સાયન્સીસ (એમ્સ) કે જ્યાં બધા વી.આઈ.પી.ઓની ટ્રીટમેંટ થાય છે. તે હોસ્પિટલ સાથે વડાપ્રધાના નિવાસસ્થાનનો વાયરલેસ સંદેશવ્યવહાર. અહીં કાંઈ પણ થાય તો તત્કાળ હોસ્પિટલમાં સંદેશ આપી શકાય.

પણ અંગ્રેજીમાં એક વાક્ય છે મેન સપોઝીસ ગૉડ ડીસ્પોઝીસ. માણસ કંઈક ધારણાઓ કરે છે, પણ પરમાત્મા એની ધારણાઓને ઉંધી વાળી દે છે. આ અંગ્રેજીનું વાક્ય છે. આપણે આવું માનતા નથી. ભગવાન ક્યારેય આપણી બાજી બગાડે નહીં. એ તો બાજી સુધારનાર છે. પણ આપણે એમ કહીએ કે મેન સપોઝીસ, કર્મસત્તા ડીસ્પોઝીસ. કર્મસત્તા માનવીની ધારણાઓને ઉંધી પાડે છે.

વીસેક વર્ષની ઉંમર થયેલી. પરણવાના ને સુખી થઈ જવાના ઘણા કોડ- મનોરથ હતા. માતાપિતાએ પણ ચાર ઠેકાણે પૂછપરછ કરી સારો અભિપ્રાય મળવાથી એક કન્યા સાથે લગ્ન કરાવ્યા. બાર મહિના તો બરાબર ચાલ્યું. પણ પછી અંદરનો સ્વભાવ બહાર આવ્યો. બિલકુલ પિત્તળ. એવી કજિયાખોર... નિમિત્ત મળ્યું નથી ને આખું ઘર માથે લીધું નથી. પતિ સાવધ થઈ ગયો. નિમિત્ત આપવું જ નહીં એની કાળજી રાખે છે. કાંઈપણ બોલતા-

ચાલતા કે કરતાં પહેલાં સત્તરવાર વિચાર કરે છે કે આનું પરિણામ શું આવશે ? ને છતાં એની પત્ની ! કંઈક ને કંઈક નિમિત્ત પકડી ઝગડો-ઝગડો કરી નાખે છે. જીવન ઝેર થઈ ગયું. એના પતિને થાય કે બીજાઓને શાંત પ્રેમાળ પત્ની મળી ને મને જ કેમ કજિયાખોર ? મારા જ ગળે આ લાકડું કેમ બાઝ્યું ?

પંદરમાંથી એક જ પશુના ગળે લાકડું બાંધ્યું હોય એમાં વાંક લાકડાનો નહીં, પશુનો હોય છે. એમ કજિયાખોર પત્ની મળે એમાં વાંક કોનો ? હા, પતિનો જ. જેને કજિયાખોર પત્ની મળી હોય એણે સમજી લેવું જોઈએ કે પૂર્વજન્મમાં પોતે બહુ બેફામ બનેલ. કોઈના કંટ્રોલમાં રહેતો નહોતો. કુદરતને થયું કે આને કંટ્રોલમાં લાવવો હોય તો ગળે એક લાકડું બઝાડવાની જરૂર છે ને આ લાકડું બઝાડી દીધું. સુખી થવાની બધી કલ્પનાઓને કુદરતે - કર્મસત્તાએ ડીસ્પોઝ કરી નાખી.

પત્ની કજિયાખોર છે. અથવા બહુ જ વિચિત્ર સ્વભાવવાળી છે. અથવા વાતવાતમાં શંકા જ કર્યા કરવાવાળી છે. ક્યાં તો પતિ બહુ ગુસ્સાખોર છે કે દારૂડિયો છે. અથવા આખો દિવસ ઘરમાં પડ્યો રહે છે. કશું જ કરતો નથી. આવા કોઈપણ કારણે જેનું દામ્પત્યજીવન કડવું થઈ ગયું હોય એ પતિએ કે પત્નીએ સામાપાત્રને જ દોષિત માનીને મન બગાડ્યા કરવા કરતાં 'મારા પૂર્વના અપરાધની કર્મસત્તાએ આ સજા કરી છે' આ રીતે આ પરિસ્થિતિનો સ્વીકાર કરી લેવો જોઈએ. જેથી મનને શાંત બનાવી શકાય, ને સામા પાત્ર પ્રત્યેના દ્વેષ - વેરભાવ વગેરેથી બચી શકવાથી નવા પાપથી બચી શકાય.

વાત આ છે. મેન સપોઝીસ, કર્મસત્તા ડીસ્પોઝીસ. વડાપ્રધાનની સુરક્ષા માટે હોસ્પિટલ સાથે વાયરલેસ સંદેશવ્યવહારની વ્યવસ્થા હતી. પણ કર્મસત્તા કોને કહેવાય ? માનવીની જડબેસલાક વ્યવસ્થાને પણ ખોરવી નાખતા વાર નહીં. ઈન્દિરાજીની હત્યાના જ દિવસે એ વાયરલેસ સંદેશવ્યવહાર ખોરંભાઈ ગયેલો. ઍમ્બેસેડર કારમાં એમને હોસ્પિટલ લઈ ગયા ત્યારે જ ત્યાંના ડોક્ટરોને ખબર પડી કે આવી ઘટના ઘટી છે. ડોક્ટરોને પૂર્વ તૈયારી કરવાનો જે ચાન્સ મળવો જોઈતો હતો તે મળ્યો નહીં.

ઈન્દિરાજીનું બ્લડ હતું આર.એચ. નેગેટીવ ગ્રુપનું. એ બ્લડનો હોસ્પિટલમાં હંમેશા સ્ટોક રખાતો. પણ એ દિવસે હોસ્પિટલમાં એ બ્લડ નહીં.

ઈન્દિરાજી પર સ્ટેનગન દ્વારા પૂરી ત્રીસ ગોળી ધરબી દેનાર એ સતવંતસિંઘ અને બિયંતસિંઘને કાંઈ એમને ખતમ કરવા એમના સુધી સરકારે મોકલ્યા નહોતા. પણ એમની સુરક્ષા કરવા માટે મોકલ્યા હતા. એમને સ્ટેનગન જે આપવામાં આવેલી ને એમાં ગોળીઓ જે ભરવામાં આવેલી તે પણ એમની સુરક્ષા માટે.

પણ કર્મસત્તા જ્યારે રૂઠે છે ત્યારે રક્ષક પણ ભક્ષક બની જાય છે.

માનવી કાંઈપણ ગોઠવણ કરે, અનુકૂળ પરિસ્થિતિઓ નિર્માણ કરવાનું આયોજન કરે, પણ કર્મસત્તા જો સજા કરવા માગતી હોય તો માનવીની બધી ગોઠવણને કર્મસત્તા ફોક કરી શકે છે. એકાદ અનુકૂળતાને પણ એવી પ્રતિકૂળતામાં રૂપાંતરિત કરી શકે છે. અથવા કોઈક નવું જ પ્રતિબંધક પરિબળ એવું ઊભું કરી શકે છે કે જેથી સરવાળે જીવને સજા જ થઈને રહે છે. શાસ્ત્રોમાં આવા ઢગલાબંધ દૃષ્ટાંતો નોંધાયેલા છે.

* * *

# ૩. સજા કરવાની રીત

વિધવા બહેન, બે ભાઈઓ, બે ભાભીઓ... આમ પાંચ જણનો પરિવાર. શેષ ચારેને વિધવાબેન પ્રત્યે ખૂબ જ માન ને ખૂબ જ પ્રીતિ. છતાં એકવાર બહેનને વિચાર આવ્યો કે આજે તો પ્યાર છે, કાલે મને કાઢી નહીં મૂકે ને ? માટે પરીક્ષા કરું.

એકવાર મોટાભાઈને બહારથી આવતા જોઈને બહેને ભાઈ સાંભળે એ રીતે ભાભીને કહ્યું : 'હાથ ચોખ્ખા રાખવા.' ભાઈએ બેનની વાત સાંભળી વિચાર્યું કે 'મારી બેન આવી સલાહ કેમ આપે છે ? ચોક્કસ એણે કોઈ ચોરી કરી હશે.' એણે પત્ની સાથે બોલવાનું બંધ કરી દીધું. વ્યવહાર પણ ઓછો કરી નાખ્યો. થોડા જ દિવસમાં પત્ની અકળાઈ ગઈ. નણંદને વાત કરી. બેનને બધી કલ્પના આવી ગઈ. ભાઈને કહ્યું : તમે કલ્પના કરી છે એવું નથી. મેં તો સહજ શિખામણ આપેલી કે ક્યારેય ચોરીનો વિચાર પણ ન આવી જાય એની કાળજી લેવી. ને ભાઈનો પાછો પૂર્વવત્ વ્યવહાર થઈ ગયો. બેનને આનંદ થયો કે મોટાભાઈ-ભાભીના દિલમાં તો મારું મહત્ત્વ છે જ.

વળી એકવાર નાનો ભાઈ દુકાનેથી આવી રહ્યો હતો ત્યારે એ સાંભળે એ રીતે નાના ભાભીને કહ્યું : 'તમારી સાડી સંભાળજો.' નાનો ભાઈ વિચારમાં પડી ગયો કે મારી બહેને આમ કેમ કહ્યું ? જરૂર મારી પત્ની દુરાચારિણી હશે... ને પત્ની સાથેનો સંબંધ કટ કરી નાખ્યો. પત્ની ભારે ચિંતામાં... છેવટે નણંદને વાત. નણંદે અવસર જોઈ નાના ભાઈને કહ્યું કે 'તમારા પત્ની તો મહાસતી છે. આ તો મનમાં પણ પરપુરુષનો વિચાર ન આવી જાય એવી સાવધાની રાખવા મેં કહેલું.' નાનાભાઈને સંતોષ. પત્ની સાથે ફરીથી પૂર્વવત્ વ્યવહાર ચાલુ કરી દીધો. ને બેન રાજીના રેડ થઈ ગયા. બધા મારી વાત માને તો છે જ. વિધવા બેને બન્ને ભાભીઓ પર આરોપ આવે એવો વ્યવહાર કરવાનો અપરાધ સેવી લીધો. વૈધવ્યપણામાં આરાધનાઓ તો ઘણી જ કરી. પણ આ અપરાધનું પ્રાયશ્ચિત્ત ન કર્યું.

❖ *હાથમાંથી લેશે, નસીબમાંથી કોણ લેશે ?* ❖



હવે જુઓ કર્મસત્તાની સજા કરવાની રીત-બીજા ભવમાં આ વિધવા બેન એક શેઠની પુત્રી બની. બન્ને ભાઈઓ અન્ય ગામમાં એક શેઠના બે પુત્રો તરીકે ઉત્પન્ન થયા. બેમાંથી એકભાઈ સાથે આ શ્રેષ્ઠીકન્યાના લગ્ન થયા. લગ્નની રાતે જ આકાશમાંથી જતા કોઈક વ્યંતરદેવને મજાક કરવાનું મન થયું. કર્મસત્તાએ મજાક કરવાનું મન કરાવ્યું. શ્રેષ્ઠીકન્યા - નવોઢા શયનખંડમાં પતિની પ્રતીક્ષા કરી રહી છે ને વ્યંતરદેવ એના પતિનું રૂપ લઈ શયનખંડમાં પ્રવેશી એની સાથે વાતો કરવા લાગ્યો. નવોઢાને કશી ખબર નથી. એ તો એને પતિ જ સમજે છે ને એ રીતે પ્રેમાલાપ કરવા લાગી. એના પતિએ બહાર આ વાતો સાંભળી. એના મનમાં થયું 'મારી પત્ની લગ્નના દિવસે જ જો પરપુરુષ સાથે આ રીતે વાત કરે છે તો જરૂર એ દુરાચારિણી જ છે. મારે એનાથી સર્યું.' એ પત્નીને છોડીને ચાલ્યો ગયો. સાસરે કહી દીધું કે 'મને આ લગ્ન માન્ય નથી.' શ્રેષ્ઠીકન્યાને આ જાણીને આંચકો લાગ્યો. પછી તો વૈરાગ્યવાસિત થઈ દીક્ષા લીધી. સુંદર સાધ્વીજીવન જીવે છે.

આ બાજુ પૂર્વભવની જે બે ભાભીઓ હતી એની જ સાથે કાળક્રમે આ બન્ને ભાઈઓના લગ્ન થયા. સાધ્વીજી મહારાજ પણ વિહારક્રમે એ જ નગરમાં પધાર્યા છે. પૂર્વભવની પ્રીતિના કારણે બન્ને પત્નીઓને એમના પર પ્રીતિ-ભક્તિભાવ છે ને તેથી રોજ એમની સેવા-વૈયાવચ્ચ કરવા જાય છે. ગોચરીની વિનંતી કરે છે. એક દિવસ સાધ્વીજી એમના ઘરે ભિક્ષા માટે જાય છે. ત્યાં ઉપદેશ આપી રહ્યા છે. એ વખતે બહાર પોતાનો હાર રાખી પત્ની કંઈક કામે અંદર ગઈ. બહાર એકલા સાધ્વીજી ને હાર રહ્યા. ત્યારે દિવાલ પરના ચિત્રમાં રહેલો મોર ચિત્રમાંથી બહાર આવ્યો ને હાર લઈને ચાલ્યો ગયો. (કોઈક દેવે આ રીતે ફરીથી મજાક કરી.) પછી હાર ચોરાયાનો આક્ષેપ સાધ્વીજી પર આવ્યો. ગુરુણીએ પણ ઠપકો આપ્યો કે 'ગૃહસ્થના ઘરમાં રોકાવાની જરૂર શી ? ત્યાં ઊભા શા માટે રહ્યા ?' વગેરે. 'હવે, આ કલંક ધોવા માટે સાગારિક અનશન કરો.' તેઓએ કર્યું. કાઉસ્સગ્ગમાં ઊભા રહ્યા. શુભભાવોની ધારા વધતાં વધતાં શુક્લધ્યાન પર આરૂઢ થઈ કેવલજ્ઞાન

પામ્યા. લોક ભેગું થયું. ને ત્યાં જ પેલો ચિત્રમાંનો મોર આવી તે હાર મૂકી ગયો. બધા આશ્ચર્ય પામ્યા. ને પ્રશ્ન પૂછવા પર કેવલજ્ઞાની સાધ્વીજી ભગવંતે પૂર્વભવના વૃત્તાંતથી માંડીને બધી વાત કરી.

અગ્નિશર્માના પારણાના દિવસે જ ગુણસેનને ભયંકર શિરોવેદના ઊઠે ? વળી બીજીવાર પણ પારણાના જ દિવસે, એકદિવસ પણ આગળ-પાછળ નહીં એ રીતે અચાનક યુદ્ધની નોબત આવી જાય ? ભીષ્મ તપસ્વીના બબ્બે માસક્ષમણનું પારણું પોતે ચૂકવ્યું છે. અગ્નિશર્માને સળંગ ત્રીજું માસક્ષમણ ચાલુ થઈ ગયું છે. તપની સાથે એ સમતામાં પણ આગળ વધ્યો છે. ને તેથી ગુણસેનનો અહોભાવ-ભક્તિભાવ પણ ખૂબ વધી ગયો છે. બબ્બે પારણું ચૂકાવ્યાનો પશ્ચાત્તાપ પણ એવો ઘોર છે. ને તેથી હવે કોઈપણ હાલતમાં ત્રીજીવાર ભૂલ ન થઈ જાય એની ભારે સાવધાની છે. પારણાના લાભ માટે દિલની ઈચ્છા જ નહીં, તડપન છે. હવે ૨૯ દિવસ રહ્યા.. હવે ૨૮ રહ્યા... હવે ૧૫... હવે ૧૦... કાઉન્ટડાઉન રોજેરોજ ચાલુ છે. બધાને સાવધ કરી રહ્યો છે. 'આ વખતે ભૂલ ન થઈ જાય.' હવે ૫ દિવસ બાકી રહ્યા. હવે ત્રણ... હવે બે ... ને આગલા દિવસે આખા રાજપરિવાર સહિત બધાને ભારપૂર્વક સૂચના આપી છે કે આવતીકાલે કોઈપણ સંજોગોમાં ભૂલ ન થવી જોઈએ. હું તો સાવધ છું જ. છતાં કાંઈપણ નિમિત્ત મળે તો બધા પણ મને યાદ કરાવશો. વારંવાર સ્વયં ઘૂંટેલું. ને બીજાઓને પણ ઘૂંટાવેલું, ને છતાં પારણાના જ દિવસે રાણીએ સૌપ્રથમ રાજપુત્રને જન્મ આપ્યો. બધા જ એની ખુશીમાં ઝૂમી ઉઠ્યા. આનંદમાં-ઉજવણીમાં મશગુલ બની ગયા ને પારણું ચૂકાઈ જ ગયું.

આમ જોવા જઈએ તો ગમે તેવા આનંદ - ઉજાણી હોય. દિવસોથી ઘુંટેલું હોય એ કોઈને જ યાદ ન આવે એવું બને ? પણ કર્મસત્તાએ કોઈને યાદ આવવા જ ન દીધું. ને જેવો અગ્નિશર્મા વગર પારણે પાછો ફર્યો. પછી જ ગુણસેનને પારણું યાદ આવ્યું.

આ બહુ જ સમજવા જેવું છે. અગ્નિશર્મા ઈચ્છી રહ્યો છે કે મારું પારણું



થાય. બધા તાપસો પણ એ જ ઈચ્છી રહ્યા છે. કુલપતિ પણ એ જ ચાહે છે. વળી ગુણસેન તથા એના રાજપરિવારની પણ એ જ ઈચ્છા છે ને એ માટેની તૈયારી છે. ને છતાં ગુણસેનના હાથે એનું પારણું ન જ થયું. કેમ ? કારણકે કર્મસત્તા એવું ઈચ્છતી નહોતી. ધાર્યું કર્મસત્તાનું જ થાય છે. ને પોતાનું ધાર્યું કરવા માટે કર્મસત્તા કંઈક પરિબળોને બદલી નાખે છે. અથવા કંઈક એવા નવા પરિબળ ઊભા કરી દે છે કે જેથી પોતાની ધારણા થઈને જ રહે. પહેલા-બીજા પારણાના દિવસે જ શિરોવેદના-યુદ્ધની નોબત ને ત્રીજા પારણાના દિવસે જ રાજપુત્રનો જન્મ. દરેક વખતે પારણાના દિવસે જ. એકપણ દિવસ આઘો પાછો નહીં. થોડીઘણી પણ સહૃદયતા ને સૂક્ષ્મવિચારકતા હોય તો આની પાછળ કુદરતનો કંઈક સંકેત હોવો પ્રતીત થવો જ જોઈએ. ને તે સંકેત આ કે કુદરત અગ્નિશર્માને સજા કરવા માગે છે.

ગુણસેન અંતઃકરણથી અગ્નિશર્માનું પારણું કરાવવા ચાહે છે ને છતાં કર્મસત્તાએ એના દ્વારા પારણું ચૂકાવડાવ્યું છે. એટલે જ આપણે સમજવું જોઈએ કે આપણને કાંઈપણ હેરાનગતિ કરનાર કોઈપણ વ્યકિત એકદમ સ્વતંત્ર પોતાની ઈચ્છાથી આપણને હેરાન કરતી નથી, પણ કર્મસત્તા જ તેની પાસે તેવી તેવી કારવાહી કરાવે છે.

**શંકા :** ગુણસેનની વાત જવા દો. બાકી તો મોટેભાગે બધા પોતાની ઈચ્છાથી જ બીજાને હેરાન કરતા હોય છે. જેમ કે આ પુસ્તકમાં અન્યત્ર જેની વાત છે એ નાગકેતુના પૂર્વભવમાં કિશોરને એની સાવકી મા પોતાની ઈચ્છાથી જ ભયંકર ત્રાસ આપતી હતી ને ?

**સમાધાન :** હા, સાવકી માની પોતાની ઈચ્છા ખરી. પણ એ ઈચ્છા પણ કર્મસત્તાની જ દેણગી માનવી જોઈએ. સુભૂમચક્રવર્તીને છખંડનું સામ્રાજ્ય મળ્યું. પણ સંતોષ ન થયો. મારી પાસે ૧૪ રત્નો - નવનિધાન - ૯૬ કરોડનું લશ્કર છે. વળી ૧૬૦૦૦ દેવો મારી સેવામાં છે. ધાતકીખંડના ભરતક્ષેત્રના પણ ૬ ખંડ કેમ ન જીતું ? ને એણે ચર્મરત્ન-છત્રરત્નદ્વારા બારયોજનની છાવણી તૈયાર કરી. ૯૬ કરોડના સૈન્ય સાથે એ છાવણીમાં

આરૂઢ થયો. સોળહજાર દેવોને આજ્ઞા કરી કે આખી છાવણી ઊઠાવો. ને બે લાખયોજનના લવણસમુદ્ર ઉપરથી અદ્ધર લઈ ધાતકીખંડમાં પહોંચાડો. દેવો કામે લાગી ગયા. છાવણી લવણ-સમુદ્ર ઉપરથી પસાર થઈ રહી છે.

ને કર્મસત્તાની કોર્ટમાંથી ઓર્ડર છૂટી ગયો. એક દેવને વિચાર આવ્યો કે બીજા ૧૫૯૯૯ દેવો આ છાવણી ઊંચકી રહ્યા છે. હું એક ખસી જઈશ તો શું વાંધો આવવાનો છે ? એ દેવ ખસી ગયો. ના, એ એકલો જ નહીં, સોળે હજાર... બધા જ દેવો ખસી ગયા, કારણ કે બધાને એ જ વખતે એ જ વિચાર આવેલો. ને સુભૂમચક્રીએ પૂરી છાવણી સાથે લવણસમુદ્રમાં જળસમાધિ લેવી પડી.

સામાન્યથી દેવો અત્યંત વફાદાર હોય છે. ક્યારેય બેવફા બનતા નથી. 'મારા ખસવાથી આ જળશરણ થઈ જશે' આવી કલ્પના હોત તો તો એક પણ દેવ ખસત જ નહીં. કારણ કે એકપણ દેવની એવી ઈચ્છા હતી જ નહીં કે સુભૂમ ડૂબી જાય. ને છતાં જેના કારણે એ ડૂબી જાય એવી ઈચ્છા દરેક દેવને થઈ છે. તો આ ઈચ્છા કોણે કરાવી ? આપણે માનવું જોઈએ કે કર્મસત્તાએ જ આવી ઈચ્છા કરાવી છે. ને એ રીતે સુભૂમને ફટકારેલી સજાનો અમલ કરાવી દીધો છે.

ભીમસેનચરિત્રની પણ કેટલીક વાતો આ જ હકીકતનું સૂચન કરે છે. પોતાના અત્યંત વિષમકાળમાં એને જાણવા મળ્યું કે બાર યોજન દૂર આવેલા પ્રતિષ્ઠાનપુરનગરના રાજવી અરિંજય અત્યંત પ્રજાવત્સલ ને ઉદાર છે. દર છ મહિને સવારીએ નીકળે છે ને દુઃખીઓના દુઃખ દૂર કરે છે. ભૂખ્યાને ભોજન, નિર્ધનને ધન, બેકારને નોકરી આપે છે. અને નોકરીમાં પગાર બત્રીસ રૂપિયા જેવો માતબર આપે છે. એમનો જમાઈ જિતશત્રુ તો ૬૪ રૂપિયા પગાર આપે છે. બહુ જ મોટી આશા સાથે પહોંચ્યો અને પૃચ્છા કરી તો જાણવા મળ્યું કે જમાઈ જિતશત્રુની સવારી આગલા દિવસે જ નીકળી ગયેલી. બધા દુઃખિયાઓના દુઃખ એણે દૂર કરી દીધેલા. પણ હવે તો ૬ મહિના રાહ જો. ભીમસેનને જાણે કે વજ્રાઘાત થયો. કરુણાર્દ્ર અને સૌજન્યશીલ ધનસાર શ્રેષ્ઠીએ આશરો આપ્યો. ૬ મહિના નીકળી ગયા. રાજા અરિંજયને મળ્યો. રાજાના પૂછવા પર પોતાની બધી વાત કરી. એ વાતમાં રહેલી સચ્ચાઈ ભલભલાને પીગળાવી દેવા સમર્થ હતી. તો આ તો પરદુઃખભંજન, કરુણાવત્સલ અને પરોપકારને જ સાર માનનાર રાજવી છે. એ ભીમસેનના દુઃખ દૂર ન કરે એવી અંશમાત્ર શક્યતા નહોતી. પણ કર્મસત્તા... આવા રાજવીને પણ એવો વિચાર આવ્યો કે 'આ તો ધૂર્ત માણસ લાગે છે. નહીંતર હરિષેણરાજા પણ પરોપકારી ઉદાર છે. આને અહીં શું કામ આવવું પડે ? આને કામ આપવામાં હું ક્યાંક ફસાઈ જઈશ.' ને એ ઉદાર રાજા ભીમસેન પ્રત્યે કૃપણ બની ગયો.

'મારે કોઈ માણસની જરૂર નથી' કહીને નનૈયો ભણી દીધો. હતપ્રભ ભીમસેનને ધનસાર શ્રેષ્ઠીએ પાછો સંભાળી લીધો. '૬ મહિના વધુ રોકાઈ જા. જિતશત્રુ તો જરૂર તારું દળદર ફેડી નાખશે.' આશામાં ને આશામાં ૬ મહિના બીજા કાઢી નાખ્યા. પણ કર્મસત્તાએ જિતશત્રુને પણ ઉંધો વિચાર જ આપ્યો. 'રાજાએ જો હાથ ઝાલ્યો નથી. તો મારે પણ ચેતી જવા જેવું છે. જરૂર દાળમાં કાંઈક કાળું હશે.' ને એ પણ ભીમસેન માટે નિર્દય બની ગયો. અત્યાર સુધી લાગણીશીલ અને દયાળુ રહેલા ધનસારશ્રેષ્ઠીના મનમાં પણ કર્મસત્તાએ શેતાનને જગાડ્યો. એણે ભીમસેનના શસ્ત્રો અને પગાર આપવાની ઘસીને ના પાડી દીધી ને 'બદમાશ' કહીને કાઢી મૂક્યો. ભીમસેનની નિષ્ઠા-સદ્‌વર્તન-સેવા વગેરે કશું જ કર્મસત્તાએ ધનસારને યાદ આવવા ન દીધું.

પછી મેળાપ થયો રત્નસાર શ્રેષ્ઠીનો. એ તો સહૃદય - ઉદાર શ્રાવક છે. ભીમસેનની આપત્કથાથી અત્યંત દ્રવેલો છે અને આવી વિષમ પરિસ્થિતિમાં પણ ભીમસેનની પ્રામાણિકતાથી ઓવારી ગયેલો છે. કર્મસત્તા એનો વિચાર તો બદલી શકે એમ નથી. એટલે એણે ભીમસેન પાસે જ ભૂલ કરાવી.

---

સીતાસમાણી સતી કોણ શાણી, પતિપ્રતિજ્ઞાથી સદા પ્રમાણી;
કુરંગ હણવા મતિ ભ્રષ્ટ કીધી, વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

શેઠે આપેલ નવ લાખની કિંમતના રત્નો ભરેલી કંથાને પ્રાણની જેમ છાતી ને છાતી પર જ રાખીને ઠેઠ જ્યાં પોતાનો પરિવાર છે તે ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના પાદર સુધી તો પહોંચ્યો. ને ત્યાં સ્વચ્છ નિર્મળજળવાળું સરોવર જોઈ સ્નાન કરવા કર્મસત્તાએ એને લલચાવ્યો. નિર્જન જગ્યાને સલામત સમજી કિનારે વસ્ત્ર-કંથા મૂકી સ્નાન માટે સરોવરમાં પેઠો. અને કર્મસત્તાએ વાંદરા પાસે ભીમસેનના સર્વસ્વ જેવી કંથાનું હરણ કરાવ્યું. ભીમસેનને ઠેઠ આત્મહત્યાના પગલા સુધી મજબુર થવું પડે એવો કારમો ઘા કરવાની વાંદરાની કોઈ ઇચ્છા નથી. એને તો એક માત્ર રમત જ કરવાની હતી. પણ ભીમસેન પર તો એવો ઘા પડી જ ગયો.

પાછો જટાધારી બાવો ભીમસેનને વડવાઈના ફાંસામાંથી બચાવે છે. એની દુઃખદ આપવીતી સાંભળી કરુણાર્દ્ર બની આશ્વસ્ત કરે છે. ભીમસેનને ઉત્તરસાધક તરીકે રાખી ચાર તુંબડા સુવર્ણરસ સિદ્ધ કર્યો જેમાંથી બાવાએ નિષ્કપટપણે ઉદારતાથી ૧ તુંબડું રસ ભીમસેનને આપવાની વાત કરી છે. બન્ને પાછા ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના પાદર સુધી પહોંચી ગયા. બાવાએ ભીમસેનને ભોજનનો પ્રબંધ કરવા નગરમાં મોકલ્યો. આ મોકલવા પાછળ પણ બાવાના મનમાં કોઈ જ મલિન ઈરાદો નથી. પણ જેવો ભીમસેન ગયો કે તરત કર્મસત્તાએ આ બાવાની દાનત બગાડી. 'એક તુંબડું રસ પણ શા માટે આપવો ?' એ વિચારે ભીમસેનના આવવા પૂર્વે જ બાવો છૂમંતર થઈ ગયો.

* * *

## ૪. અપરાધથી ડરો

આપણે સુરસુંદરી અને અમરકુમારને પણ યાદ કરી લઈએ. સુરસુંદરી રાજકુમારી છે. અમરકુમાર નગરશ્રેષ્ઠીનો પુત્ર છે. અત્યંત બાલ્યકાળની વાત છે. નિદ્રાધીન સુરસુંદરીની ૭ કોડી ઊઠાવીને મિઠાઈ લાવીને અમરે બધા બાળકોને ખુશ કર્યા. જાગેલી સુરસુંદરીને પણ એના ભાગની મિઠાઈ આપી. 'આ ઉજાણી કોના તરફથી ?'

'તારા તરફથી' કહીને અમરે બધી વાત કરી. બહુ જ સ્નેહભરેલા મીઠા સંબંધો હતા. 'આ મસ્તીમજાકથી સુરસુંદરી પણ ખુશ થશે' આવી કલ્પના અમરને હતી. પણ બન્યું ઊલટું. સુરસુંદરી ગુસ્સે થઈ ગઈ.

'આવી ચોરી કરતાં ક્યાંથી શીખ્યો ?' વગેરે વાગ્બાણથી અમરનું દિલ વીંધ્યું. મસ્તીમાં કરેલી નાની મજાકને મોટું સ્વરૂપ ન આપવા અમરે કહેવા પર રાજકુમારીએ 'તું સાતકોડીને નાની વાત માને છે. હું સાત કોડીથી રાજ્ય લઈ લઉં' કહીને કટાક્ષ કર્યો. જો કે પાછળથી રાજકુમારીને પોતાની ભૂલ સ્વયં સમજાઈ. પારાવાર પસ્તાવો થયો. બીજે દિવસે અમરની માફી માગીને દિલ ફરીથી જીતી લીધું. આ પ્રસંગની કોઈ જ અસર નથી બેમાંથી એકેયના દિલમાં કે નથી પરસ્પરના સ્નેહભીના વ્યવહારમાં.

કાળાંતરે બન્નેએ યૌવનના ઉંબરે પગ મૂક્યો. યોગાનુયોગ બન્નેના લગ્ન થયા. બન્ને ગુણિયલ છે. તત્ત્વજ્ઞ છે. એકબીજાના અત્યંત પ્રીતિપાત્ર છે. સાતકોડીના પ્રસંગની કોઈ જ યાદ ન હોવાથી એકબીજાને પ્રાણથી પણ અધિક ચાહે છે.

એકવાર સમુદ્ર સફર દરમ્યાન માનવભક્ષી યક્ષના દ્વીપ પર આવેલા છે. ત્યાંના સુરમ્ય ઉપવનમાં બન્ને પ્રેમપૂર્વક ટહેલવા નીકળ્યા છે. ખુશનુમા વાતાવરણમાં સુરસુંદરીની આંખો ઘેરાવા લાગી. અમરના ખોળામાં મસ્તક મૂકી નિદ્રાધીન થઈ. સુરસુંદરીના રૂપ લાવણ્ય અને પ્રેમ ભરેલા નિર્દોષ ચહેરાને પ્રેમભરી નજરથી પી રહેલા અમરના મનમાં એકાએક સાતકોડીનો પ્રસંગ યાદ

આવી ગયો. પોતાનું અપમાન, સુરસુંદરીના અભિમાન-ક્રોધ આ બધી યાદે અમરના મનમાં કડવાશ વ્યાપી ગઈ. ક્ષણ-બેક્ષણમાં જ સખ્તાઈ એવી ફેલાઇ ગઈ કે એણે નિદ્રાધીન સુરસુંદરીના સાડીને છેડે ૭ કોડી બાંધી. રાજ્ય લઇ બતાવવાનું સૂચન લખ્યું. ને એને ત્યાં નિરાધાર મૂકી પોતે સમુદ્રકાંઠે ભાગી આવ્યો. 'માનવભક્ષીયક્ષ આવ્યો. સુરસુંદરીને ઝપટમાં લીધી. હું માંડ માંડ ભાગી આવ્યો છું. આપણે ભાગો.' બધા ફટાફટ જહાજમાં ગોઠવાઈ ગયા. લંગર ઉઠી ગયા. ને જહાજો હંકારાઈ ગયા. એક ઝંઝાવાતની જેમ આ પ્રસંગ બની ગયો. પણ પરિણામ ? સુરસુંદરી વારંવાર ભયંકર એવી આફતોમાં મૂકાઈ જે વાંચતાં ભલભલાની આંખ ભીની થઈ જાય. અમરે ત્યાગ ભલે કર્યો. પણ પછી તરત જ એને ભારે પસ્તાવો થયો છે. એ રોજ રોયો છે. સુરસુંદરી પ્રત્યેનો પ્રેમ એવો ને એવો અકબંધ છે ને એથી ભારે ગમગીની-ઉદાસીનતા એને ઘેરી વળી છે. સુરસુંદરીએ શીલનું પ્રાણ કરતાં પણ અધિક જતન કર્યું છે ને એના પ્રભાવે જ મહામુસીબતોમાંથી પણ આબાદ ઉગરી ગઈ છે. અને તત્ત્વની જાણકાર છે. કર્મવિજ્ઞાનનો ઉપયોગ કરીને દરેક આપત્તિમાં સ્વકર્મદોષ જ વિચાર્યો છે. એટલે અમર પ્રત્યે કોઈ રોષ-રીસ નથી. ને પ્રેમ એવો ને એવો અકબંધ જાળવી રાખ્યો છે. છેવટે બાર વર્ષે બેનો મેળાપ થયો. પણ એ પૂર્વે અમરે કરેલા ત્યાગના કારણે સુરસુંદરીને વારંવાર પીડાઓ ભોગવવી જ પડી છે.

આ બધા દૃષ્ટાન્તોમાં સ્પષ્ટ છે કે ઉત્પીડકજીવો કાંઈ પીડિત જીવના શત્રુ નથી. વૈરભાવનાથી તે તે પ્રવૃત્તિ કરી છે એવું નથી. માત્ર તત્ક્ષણ ઈચ્છા થઈ આવી. તે તે પ્રવૃત્તિ કરી નાખી. પણ પરિણામે પીડિતની પીડાનો કોઈ પાર ન રહ્યો. એટલે માનવું જોઈએ કે પીડિતજીવને તેવી તેવી ઘોર સજા કરવા જ કર્મસત્તાએ એવી એવી ઈચ્છા ઉત્પીડકજીવને જગાડી હતી. વળી કર્મસત્તા તો જેમ કોઈક જીવને તત્કાલીન ઈચ્છા જગાડે છે તો અન્ય પીડિતજીવની બાબતમાં એના ઉત્પીડકજીવને દીર્ઘકાલીન એવી ઈચ્છા પણ જગાડી શકે છે જેથી એ દીર્ઘકાળ સુધી પીડિતને પીડતો રહે. કેદીને દસ



વરસની સખત કેદની સજા હોય તો એને દસ વરસ સુધી સખત મજુરી કરાવવાની જેલરની ઈચ્છા જોવા મળે જ. પણ એ ઈચ્છા આટલો લાંબો કાળ ચાલવા પાછળ કોર્ટનો ઓર્ડર જ મુખ્ય પરિબળ છે ને ! એટલે 'કર્મસત્તાની પ્રેરણાથી-હુકમથી જ કોઈપણ જીવ એવી સ્વેચ્છાપૂર્વક કે એ વગર, કર્મસત્તાએ ફરમાવેલી સજાનો અમલ કરે છે' એમ નિશ્ચિત થાય જ છે અને એટલે જ એ નક્કી થાય છે કે પીડા આપનારો જીવ માત્ર જેલર છે. એથી વધુ કશું નહીં. અર્થાત્ જીવ વધુમાં વધુ જેલર બની શકે છે. પણ બીજા જીવને સ્વતંત્ર રીતે (કર્મસત્તાના હુકમ વગર) સજા ફટકારનાર જજ નહીં. અને તેથી જ એ પોતાની ઈચ્છાથી સજામાં અંશમાત્ર પણ વધારો કે ફેરફાર કરી શકતો નથી.

**પ્રશ્ન :** વાત તો બધી બરાબર. પણ સહન કરવાની પણ કોઈક હદ હોય ને ! દુઃખ લંબાયા જ કરે, લંબાયા જ કરે. ક્યાંય છેડો જ જોવા ન મળતો હોય તો પછી સહનશીલતા શી રીતે રહે ?

**પ્રતિપ્રશ્ન :** ચાલો, દુઃખ કેટલું જોઈએ ?

**પ્રતિ ઉત્તર :** જોઈતું જ નથી, સુખ જ જોઈએ.

આ બહું સારું. એક છોકરાએ રંગ ભરવાની પિચકારીમાં ગંદું, કાળું મેશ ભયંકર દુર્ગંધ મારતું પાણી ભર્યું. પછી ખુલ્લા આકાશમાં ઉપરની તરફ જોરથી ઉછાળ્યું. ને ત્યારબાદ એ પરમાત્માને પ્રાર્થના કરે છે કે 'પ્રભુ ! મારા મસ્તક પર ગુલાબજળની વૃષ્ટિ થાઓ.' જો કે એના માથા પર એ જ ગંદું ગટરનું પાણી પડ્યું. એટલે પછી એ પ્રભુને ફરિયાદ કરે છે 'પ્રભુ ! તારો કાંઈ પ્રભાવ જ નથી રહ્યો. આટઆટલી પ્રાર્થના કરી. છતાં એ જ ગટરનું પાણી પડ્યું.' બોલો, આ છોકરાને શું કહેવું ? 'અલ્યા ! ગુલાબજળ ચાહતો હતો તો પિચકારીમાં ગુલાબજળ જ ભરવું હતું ને, ગટરનું ગંધાતું પાણી શા માટે ભર્યુ ?'

ટાઈમ મળ્યો... ટી.વી.; થોડા પૈસા વધારે મળી ગયા... વોટર કિંગ્ડમ;

રૂપ આવ્યું... આંખો ચોંટાડી ધો... પછી ભલે ને દેરાસર કેમ ન હોય; કોઈ એકાદ શબ્દ આઘું-પાછું બોલ્યું કે એકાદ વસ્તુ આઘી પાછી કરી... ગુસ્સો, લેટ - ગો કરવાની વાત જ નહીં; જિંદગીની પિચકારીમાં ગટરનું પાણી જ ભર્યા કરવું છે ને પછી આશા ગુલાબજળની રાખ્યા કરવી. આ ક્યાંનો ન્યાય ? ને પછી બધો ટોપલો પ્રભુના માથે. પાંચ વરસથી પુનમ ભરું છું, પણ દુઃખો ઓછા થતાં નથી !

અપરાધ કર્યે જ રાખવા છે... ને સજા જોઈતી નથી. આ વાત ન ભૂતો ન ભવિષ્યતિ વાળી છે. છતાં માની લ્યો કે કુદરત આ વાત સ્વીકારવા તૈયાર થઈ જાય, તો તમે જ ના પાડી ઊઠશો.

'ના, અમે ના નહીં પાડીએ.'

'ઊભા રહો. પહેલાં અપરાધ કોને કહેવાય ? ખબર છે ?'

'ના'

'ના, ના નહીં, તમારામાંથી ઘણાને ખબર છે. હું બોલવા માંડીશ તો તમે પણ બોલવા માંડશો. પહેલે પ્રાણાતિપાત (હિંસા), બીજે મૃષાવાદ (જૂઠ), ત્રીજે અદત્તાદાન (ચોરી).. આ અઢારનું જે લિસ્ટ છે... એ અપરાધોનું લિસ્ટ છે. ટૂંકમાં પ્રભુએ જે જેનો નિષેધ કર્યો છે એ બધું અપરાધરૂપ છે. કુદરત એની સજા કરે છે. બીજી રીતે કહીએ તો કુદરતના કાનુનમાં જે અપરાધ તરીકે લેખાય છે એનો જ પ્રભુએ નિષેધ કરેલ છે. એને જ પ્રભુએ પાપ તરીકે જણાવેલ છે. જેને સજા નથી જોઈતી એણે આ પાપો છોડવા જ જોઈએ.

---

**ઉંદર એકે કીધો ઉદ્યમ, કરંડીયો કરકોલે,**
**માંહે ઘણા દિવસનો ભૂખ્યો નાગ રહ્યો દુઃખ ડોલે રે.. (૭)**
**વિવર કરી મૂષક તસ મુખમાં દિયે આપણો દેહ,**
**માર્ગ લહી વન નાગ પધાર્યા કર્મમર્મ જુઓ એહ... ચે. (૮)**
(શ્રી વિનયવિજયજીકૃત શ્રી વીરપ્રભુનું પાંચસમવાય કારણનું સ્તવન ઢાળ ચોથી)



આ વાત અંગે ઘણા એવી દલીલ કરતા હોય છે કે 'હું રાત્રી ભોજનને પાપ નથી માનતો.' 'હું કંદમૂળને પાપ નથી માનતો.' 'હું અનીતિને પાપ નથી માનતો.' વગેરે.

'તેં ચોરી કરી છે, માટે તને આટલી સજા' આમ કોર્ટ સજા ફટકારવા પર કેદી કહે છે કે 'હું ચોરીને ગુનો નથી માનતો.' તો કોર્ટ શું એની સજા માફ કરી દેશે ? કોર્ટ તો એને કહેશે કે 'અલ્યા મૂરખ ! તું શું માને છે ને શું નથી માનતો એની કિંમત શું છે ? અમારા કાનુનમાં જે ગુના તરીકે લખાયેલા છે એની સજા થશે, થશે ને થશે.'

બસ, આ જ રીતે કુદરતની કોર્ટ કર્મસત્તા જીવને કહે છે 'અલ્યા ! તું કઈ વાડીનો મૂળો ? તારી માન્યતાની કિંમત શું છે ? અમારા કાનુનમાં જે પાપ તરીકે લખાયેલ છે એની સજા થશે, થશે ને થશે.'

'હવેથી દેશમાં કોઈ કોર્ટ નહીં, જેલ નહીં, જેલર નહીં, સજા નહીં' આવો ઠરાવ લાવવા માગતી સરકાર તમારો અભિપ્રાય પૂછે તો હા પાડશો કે ના પાડશો ?'

'ના જ પાડીએ. નહીંતર તો અમારું જીવન જ ભારે થઈ જાય.'

બસ આ જ રીતે કદાચ કુદરત પૂછે કે 'બોલો કર્મસત્તાની કોર્ટ ડિસોલ્વ કરી દઈએ ?' તો હા પાડશો કે ના પાડશો ?'

'ના.'

'આ ના હોઠ પર છે કે હૈયામાં છે ?' ઘણું ખરું હૈયે આ હોય છે કે 'બીજાઓ માટે તો કર્મસત્તાની કોર્ટ હોવી જ જોઈએ. માત્ર મારા માટે જ ન જોઈએ.' અર્થાત્ બીજો મને હેરાન કરે (હિંસા), બીજો જૂઠ બોલે, મારી સાથે અનીતિ આચરે, મારા પર ગુસ્સો કરે, તો એને સજા થવી જ જોઈએ. પણ હું બીજાને હેરાન કરું, હું જૂઠું બોલું, ચોરી કરું, ગુસ્સો કરું તો મને સજા ન થવી જોઈએ.

જો કે કુદરત તો બહુ ઉદાર છે. 'બીજાને સજા, મને નહીં' આવી

માગણી સ્વીકારવા પણ તૈયાર છે. પણ કુદરત કહે છે કે 'જેવું તું કહે છે એવું જ તારો પાડોશી કહે છે... એવું જ બધા જીવો કહે છે. ને મારે નથી કોઈ પોતાનું, નથી કોઈ પરાયું. એટલે મારે તો બધાની વાત માનવાની છે. એટલે ક્યાં તો કોઈને સજા નહીં ને ક્યાં તો બધાને સજા. આ બેમાંથી કયો વિકલ્પ રાખું ? તું કહે એ વિકલ્પ રાખું. તો કયો વિકલ્પ કહેશો ?'

'બધાને સજા.'

'આ વિકલ્પનો અર્થ શું થાય છે ? ખબર છે ?' આનો અર્થ જે થાય છે એ આપણે રોજ પ્રભુ સમક્ષ બોલવો જોઈએ. આનો અર્થ એ થાય છે કે 'પ્રભુ ! હું મન-વચન-કાયાથી કોઈને પણ દુઃખ પહોંચાડું તો મને સજા થવી જ જોઈએ.'

'હું કડવા વેણ બોલું-કોઈને મર્મમાં ઘા લગાડું.. મને સજા થવી જ જોઈએ, નહીંતર બધે અરાજકતા ફેલાઈ જાય. પ્રભુ ! હું જૂઠું બોલું... મને સજા થવી જ જોઈએ. પ્રભુ ! હું ચોરી કરું... અનીતિ કરું... વિશ્વાસઘાત કરું... તો મને સજા થવી જ જોઈએ. એટલે કે એક રૂપિયાની અનીતિની સામે મને ઓછામાં ઓછું દસ રૂપિયાનું નુકશાન થવું જ જોઈએ. નહીંતર તો દુનિયાની વ્યવસ્થા તૂટી જાય. પ્રભુ ! હું બીજાની મા-દીકરી-બહેન તરફ બૂરી નજરે જોઉં તો મને સજા થવી જ જોઈએ. પ્રભુ ! હું ગુસ્સો કરું તો મને સજા થવી જ જોઈએ. નહીંતર દુનિયામાં અંધાધુંધી ફેલાઈ જાય.' આવું બધું રોજ પ્રભુ સમક્ષ બોલવું જોઈએ.

એટલે નક્કી આ થયું કે વિશ્વમાં વ્યવસ્થા જળવાઈ રહે એ માટે અપરાધની સજા હોવી જ જોઈએ. હું અપરાધ કરું તો મને પણ સજા થવી જ જોઈએ. જો મારે સજા-દુઃખોની પીડા ન જોઈતી હોય તો મારે ગુના-પાપ આચરવાના બંધ કરવા જ જોઈએ.

વળી કેટલાક એમ કહેતા હોય છે કે 'પાપના તો એવા ગાઢ સંસ્કાર પડી ગયા છે કે પાપ તો થવાના જ. પણ કુદરત જ પોતાના કાનુન બદલી દે તો ? એટલે કે પાપને હવેથી અપરાધરૂપ માનીને સજા કરવાના બદલે સત્કાર્યરૂપ માનીને એની બક્ષિસ આપવાનું શરૂ કરી દે તો અમને તકલીફ ન રહે.'

પરીક્ષા આપીને આવેલો છોકરો પોતાની માને કહે છે : 'મમ્મી ! મમ્મી ! કોલંબો ભારતની રાજધાની બની જાય તો...'

'કેમ બેટા ! એવું કહે છે ? કોલંબો તો શ્રીલંકાની રાજધાની છે.'

'મમ્મી ! હું પરીક્ષામાં એવું લખી આવ્યો છું.'

લ્યો... પોતે પરીક્ષામાં એવું લખી આવ્યો છે, માટે કોલંબોએ ભારતની રાજધાની બની જવું જોઈએ. એવું છોકરો ચાહી રહ્યો છે. એમ, પોતે પાપ છોડવા નથી એટલે કુદરત પોતાની માન્યતા બદલીને અપરાધને સત્કાર્ય તરીકે જોવા માંડે... એવી ઈચ્છા... કાંઈ વાંધો નહીં, મેં કહ્યું ને કુદરત તો બહુ ઉદાર છે. આપણે કહીએ એવો ફેરફાર કરવા તૈયાર છે. પણ કુદરત આપણને પૂછે છે 'તને કોઈ થપ્પડ મારે તો એને સત્કાર્ય માનીને ઈનામ આપું ને ? કોઈ વિશ્વાસઘાત કરીને ધંધામાં તારા લાખ રૂપિયા ડૂબાડી દે તો એને દસ લાખ રૂપિયા વધારામાં ઈનામ તરીકે આપું ને ?'

'ના...ના... એને કાંઈ ઈનામ અપાય ? એને તો સજા જ થવી જોઈએ.' એટલે કે હિંસા, જૂઠ, ચોરી... વગેરે ગુના જ લેખાવા જોઈએ ને ? એની સજા હોવી જ જોઈએ ને ? એની સજા કરનાર કોર્ટ કર્મસત્તા હોવી જ જોઈએ ને ? એ સજાનો અમલ કરનાર જેલર પણ હોવા જ જોઈએ ને ? કુદરતના જે કાનુન છે એ બરાબર જ છે ને ? એટલે આપણે સજા ન જોઈતી હોય તો આપણે ગુના-પાપ આચરવાના બંધ કરવા એ જ ઉપાય છે ને... બરાબર ?

---

*બીજાના પ્રાણ હરી લેવા એ હિંસા...*
*હિંસાનો અર્થ આટલો સીમિત નથી.*
*બીજાને કોઈપણ પ્રકારે દુઃખ પહોંચાડવું*
*એ હિંસાનો જ પ્રકાર છે, એ પ્રથમ નંબરનું પાપ છે.*

ચાલો હવે પાછા મૂળ વાત પર આવીએ. એ છે સહન કરવાની પણ કોઈ હદ હોય ને ? હેરાનગતિ લંબાયા કરે. લંબાયા જ કરે. તો ક્યાં સુધી સહન કરવાનું ? દીકરી પણ કહે છે : 'સાસુનો ત્રાસ સહન કરું. બબ્બે વરસ થઈ ગયા. હવે ક્યાં સુધી સહન કરવો ?' આ પ્રશ્નના જવાબ માટે પણ કેદીને જ યાદ કરીએ. 'કેદીએ સજા ક્યાં સુધી વેઠવાની ?'

'સજા પૂરી ન થાય ત્યાં સુધી.' પેલા કેદીને કોર્ટે દસ વરસની સજા સુણાવવા પર કેદી કહે છે : 'નામદાર ! દસ વરસ નહીં... એટલું હું સહન નહીં કરું. બે વરસ રાખો.' તો કોર્ટ સ્વીકારી લે ?

સજા કેદીની ઈચ્છા મુજબ હોય કે ગુના મુજબ ? એમ દુઃખ - ત્રાસ આપણી ઈચ્છા મુજબ આવવા જોઈએ કે આપણા પાપ મુજબ ?

જેને દુઃખ જોઈતા જ નથી, એણે પાપ કરવા જ ન જોઈએ. કદાચ નથી રહી શકાતું. પાપ થઈ જ જાય છે. તો સજા તો થવાની જ. છતાં સજા જો મર્યાદિત જોઈએ છે, તો પાપ પર પણ મર્યાદા મૂકવી જ જોઈએ. અપરાધ પર મર્યાદા મૂકવી નહીં, બેફામ અમર્યાદિતપણે કર્યે જ રાખવા છે. ને સજા મર્યાદિત જોઈએ છે, આ ક્યાંનો ન્યાય ?

'ટી.વી. કેટલા વરસથી જુઓ છો ? હવે બંધ કરવું છે ? ઘણી સીરિયલો-ઘણી મેચો જોઈ લીધી. ઘણા ન્યુઝ જોઈ લીધા. હવે બંધ કરવું છે ?'

'ના, એ તો જિંદગીના છેલ્લા દિવસ સુધી નહીં, છેલ્લી ક્ષણ સુધી જોવું છે.' પેલું એક પ્રભુભક્તિનું ગીત આવે છે, *ભક્તિ કરતાં છૂટે મારા પ્રાણ, પ્રભુ એવું માગું છું.* ઘણા આ ગીતને સામાન્ય ફેરફાર સાથે ગાવાનો જાણે કે ઈરાદો ધરાવતા હોય છે : *'ટી.વી. જોતાં છૂટે મારા પ્રાણ, પ્રભુ ! એવું માગું છું.'*

ટી.વી. જોતાં જોતાં નિર્લજ્જતા આવી ગઈ. એવા અશ્લીલ દશ્યો જોવામાં તમારી સજ્જનતાને શરમ નડતી નથી. ટી.વી.ની સ્ક્રીન પર પરસ્ત્રીઓના જેવા દશ્યો જુઓ છો, તમારી પત્ની-દીકરી કે બહેનના એવા



દશ્યોને બીજાઓ ધારી ધારીને જોતાં હોય એ ગમશે ? નહીં ગમે ને ? માટે સમજી લ્યો કે ટી.વી. એ પાપ છે.

પહેલાં નંબરમાં તો સંપૂર્ણ છોડી દેવા જેવું છે. બહુ જોયું... હવે નહીં... છતાં કદાચ એટલું સત્ત્વ નથી. તો પણ કોઈ કંટ્રોલ મૂકવો છે ? મારી પાસે બે ફોર્મ્યુલા છે. બતાવું ?

૩૦-૩૫-૪૦ મિનીટની જે સીરિયલ જોતાં હો. છેલ્લી દસ મિનીટ જોવાની નહીં. વન-ડે મેચમાં છેલ્લી પાંચ ઓવર જોવાની નહીં.

'એમાં જ તો રસાકસી હોય.. ભારે રસ પડે, કેમ છૂટે ?'

'તો પહેલી ૪૫ ઓવર નહીં જોવાની...'

'એ ન જોઈએ તો રસ જાગે જ શી રીતે ?'

'રસ ન જાગે એ તો સારું જ છે ને !' ચાલો, બીજી ફોર્મ્યુલા બતાવું.. દર એક-બે એપિસોડ થયા પછી એકાદ એપિસોડ છોડી દેવાનો. બધી અનુકૂળતા હોવા છતાં, નહીં જોવાનો એટલે નહીં જોવાનો.'

'પણ તો તો પછી લિંક જ ન રહે ને ?'

તમને એનો ક્યાં પ્રોબ્લેમ છે ? તમે તો એપિસોડ છોડવાને ટેવાયેલા જ છો ને ! ચોમાસામાં ગ્રન્થાધારિત વ્યાખ્યાન થાય ત્યારે રોજનું વ્યાખ્યાન એક-એક એપિસોડ જેવું જ હોય છે. સાવ મામુલી મામુલી બહાના કાઢીને પણ તમે વચ્ચે એપિસોડ છોડતા જ રહો છો ને ! મોડા આવો-વહેલા ઊઠી જાવ. બધું જ તમને ચાલે.

હસવાની વાત નથી. ટી.વી. અપરાધ છે. એના પર મર્યાદા ન મૂકવી હોય તો, ભવિષ્યમાં અમર્યાદિત સજા માટે તૈયાર રહેજો. પછી રોવા બેસવાનો કશો મતલબ નહીં રહે. એમ ૨૫-૩૦-૪૦ વરસથી ધંધો કરો છો. ને ધંધો કરો છો ત્યારથી કંઈક ને કંઈક અનીતિ-ભેળસેળ-વિશ્વાસઘાત વગેરે જો કરો છો, તો હવે અનીતિ છોડવી છે ? વર્ષોથી અનીતિ કરી છે. ખૂબ કમાયા, ઘણું ભેગું કર્યું, હવે છોડવી છે ?

'ના, જિંદગીના છેલ્લા દિવસ સુધી ધંધો કરીશું. ને છેલ્લા દિવસ સુધી અનીતિ કરીશું.' જો આવો જ ઈરાદો હશે તો કર્મસત્તા પણ એવો જ ઈરાદો ધરાવશે. પરલોકમાં ભારે કંગાલિયત, દરિદ્રતા તો સતી સ્ત્રીની જેમ પડછાયાની જેમ પીછો નહીં છોડે. અત્યારે પણ એવા ઘણા નિર્ધનો જોવા મળતા હોય છે. હોંશિયારી હોય, ને ભારે હાડમારી પણ કરતા હોય. પણ ન કમાય તે ન જ કમાય. દરેક વખતે પૂર્વનું કંઈક ને કંઈક અશુભકર્મ એવી પછડાટ ખવડાવે. હાથમાં આવેલો કોળિયો ઝુંટવાઈ જતો દેખાય, હોઠે મંડાયેલો પ્યાલો છીનવાઈ જતો દેખાય. આવા હંમેશના અનુભવ હોય. ઘોર નિરાશા-હતાશા, ભારે પરાભવ. પૈસા માટે ભલભલાની દાઢીમાં હાથ નાખવાનો. કંઈક મસ્કા મારવાના. અપમાનના કડવા ઘુંટ પીવાના ને છતાં પૈસા ન મળે તે ન જ મળે. રોટલીના ટૂકડા-ટૂકડા માટે ભટકવું પડે. ને આવું ક્યાં સુધી ? જિંદગીનો અંત આવે, પણ હાલાકીનો અંત ન આવે, જેમણે અનીતિ છોડવી નથી એમણે આવા સદાકાલીન દીન-હીન-પત્ની જેવા અંગત સ્વજનથી પણ અપમાનિત થયા કરનારા અભાગિયાને નજરમાં રાખવો જોઈએ. વીસથી પચ્ચીસ કે પચાસ કરોડ પર પહોંચવામાં અહીં આંકડો વધવા સિવાય બીજો કોઈ વિશેષ ફરક પડવાનો નથી. પણ એ માટે કરેલા કાવાદાવા-દગાફટકા કે ગમે તેવા ધંધા પરલોકમાં મોજશોખ કે સગવડ સુવિધા તો નહીં જ, જીવન માટે અતિ અતિ આવશ્યક ચીજોને પણ ભારે દોહિલી બનાવીને મૃત્યુપર્યંત રંજાડશે. આ વાત કોઈએ ભૂલવા જેવી નથી. પૈસા માટેની ગમે તેવી મેલી રમતો, અપ્રામાણિકતા વગેરેની કુદરત જો નોંધ લેતી ન હોય ને આવી સજા કરતી ન હોય તો તો દુનિયામાં ન્યાય જેવું કશું રહે જ નહીં.

આ જ રીતે ક્રોધી સ્વભાવ-વાતવાતમાં ગુસ્સો કર્યો, વારંવાર કર્યો, ઘણો કર્યો. હવે આ સ્વભાવ બદલવો છે ? અહીં નહીં બદલો તો ક્યાં બદલશો ? 'પ્રકૃતિ પ્રાણ સાથે જાય' એટલે ચાલી નથી જતી. પ્રાણ જ્યાં જશે ત્યાં પણ એનો પીછો પકડીને આવશે. એને છોડવી હોય તો આપણે જ છોડવી પડશે. અહીં જ છોડવી પડશે. 'નથી છૂટતી, શું કરીએ ?' વગેરે રોંદણાં નહીં રોવાના કે જંપીને બેસવાનું નહીં. ગુસ્સો કર્યા કરવાની કુટેવ છૂટતી ન હોય તો કડક સજા રાખો. બીજે દિવસે ચોવિહાર ઉપવાસ કરીશ. જેના પર ગુસ્સો કર્યો એને પગે લાગીને માફી માગીશ. એકવારના ગુસ્સાનો દસ હજારનો દંડ રાખીશ. જે કરવું પડે એ કરીશ. પણ ગુસ્સો છોડવો છે. જેઓ ગુસ્સાની ટેવ છોડતા નથી એમને કુદરત પણ ભવિષ્યમાં કહેશે કે દરેક રીતે તારા બૂરા હાલ કરવાની ટેવ હું પણ છોડી શકતી નથી.

એમ દરેક વ્યક્તિ સાથે દરેક પ્રસંગમાં માયા-દંભ-ક્યાંય સરળતા-નિખાલસતા નહીં. બીજી ત્રીજી વ્યક્તિને તો નહીં જ. પણ મિત્રને સ્વજનને-પત્નીને-માતાપિતાને કે ગુરુભગવંતને પણ ન છોડે... બધે જ પોલિટિક્સ. જિંદગીના ૬૦-૭૦-૭૫ વર્ષ આ જ રીતે માયા-દંભ સેવી સેવીને પસાર કર્યા. હવે આ અપરાધ છોડવો છે ?

ભાઈને-સહકાર્યકરને-સાસુને-વહુને-દેરાણીને કે જેઠાણીને... કોક વ્યક્તિને ડગલે ને પગલે કડવા વેણ સંભળાવવા-કટાક્ષ કરવા-કંઈક કનડગતો કરવી. બિચારી નબળી છે, ગરીબડી છે, કશો પ્રતિકાર કરવાની હાલતમાં નથી. એની આ નબળાઈનો લાભ ઊઠાવી વાતવાતમાં ટોર્ચરિંગ કર્યા કરવું. એની યાતનાઓ-માનસિક ત્રાસ જોઈને હરખાવું, અંતસ્તોષ માનવો, એને દબાવ્યા કરવાનો-દબડાવ્યા કરવાનો, પોતાની સત્તા ચલાવવાનો આનંદ માણ્યા કરવો. આ પણ અપરાધ છે. બહુ સેવ્યો. હવે છોડવો છે ?

અપરાધ બેફામપણે સેવ્યા કરવા છે. કોઈ જ મર્યાદા મૂકવી નથી. ને સજા મર્યાદિત જોઈએ છે... અપરાધથી થાકવું નથી, ને સજાથી થાકી જવું છે... આ વાત ક્યારેય બનવાની નથી. સજાથી ત્રાસવું એ સજાથી છૂટવાનો ઉપાય છે જ નહીં. અપરાધથી ત્રાસવું એ સજાથી છૂટવાનો ઉપાય છે.

* * *

# ૫. સમતા : આત્મહિતનો શોર્ટકટ

**પ્રશ્ન** : દુન્વચી કોર્ટ કયો ગુનો છે ? કઈ કલમ હેઠળ સજા કરવામાં આવી રહી છે ? એની કેટલી સજા છે ? વગેરે બધું જણાવે છે. એટલે સજા વેઠવાની માનસિક તૈયારી થઈ શકે છે. તેમ જ આટલા વખત પછી છૂટકારો થઈ જશે એ આશા ઊભી થાય છે. કર્મસત્તાની કોર્ટ તો આ કશું જણાવતી નથી.

ઉત્તર : હા, આ વાત બરાબર છે. પણ જેમ પૂર્વે જણાવ્યું કે, છોકરાએ શું કર્યું છે ? એ ખબર ન હોવા છતાં બાપનો માર પડી રહ્યો હોય તો કલ્પના અપરાધની જ કરવામાં આવે છે. એમ સજા થવા પર સામાન્યથી અપરાધની જ કલ્પના કરવી જોઈએ. ને એ કરવામાં આવે તો સજા માટે મન તૈયાર થઈ શકે છે. તથા કેટલી સજા થઈ છે ? એ ભલે આપણને કહેવામાં આવતું નથી. પણ સજા પૂરી થવા પર આપણો દુઃખથી છૂટકારો થઈ જ જાય છે. જે જેલર રોજ સવાર પડે ને કરડાકીપૂર્વક કેદી પાસે મજૂરી શરૂ કરાવતો હોય છે. એ જ જેલરનું સજા પૂરી થવા પર વર્તન બદલાઈ જાય છે. સન્માન પૂર્વક કેદીને છૂટો કરી દે છે. આવું જ કર્મસત્તાની કોર્ટના જેલરનું છે.

પવનંજય જાન લઈને અંજનાસુંદરીને પરણવા આવ્યો છે. લગ્નની આગલી રાતે અકાળ ઉત્સુકતા જાગી છે કે ભાવી પત્નીનું રૂપ કેવું છે ? એ જોઈ લઉં. મિત્ર પ્રહસિત સાથે ગુપ્તવેશે અંજનાના મહેલે રાત્રે પહોંચ્યો છે. અંજનાનું રૂપ જોઈને મોહી પડ્યો. પણ ત્યાં અંજનાની સખીઓ મશ્કરીના વાદે ચઢી છે. વાત એવી બનેલી કે અંજનાના માતાપિતા સમક્ષ બે રાજકુમારોના પ્રસ્તાવ આવેલા. એક પવનંજયનો, બીજો વિદ્યુત્પ્રભનો. વિદ્યુત્પ્રભ ચરમશરીરી છે. ને ચરમશરીરી છે માટે મહાગુણિયલ હોય જ. પણ આયુષ્ય ઓછું હોવાથી અજંનાના લગ્ન પવનંજય સાથે નિશ્ચિત થયેલા. પવનંજય પણ ગુણિયલ ને પરાક્રમી છે જ. સખીઓ અંજનાને ચીડવવા માટે અંજનાના સાંભળતાં પરસ્પર વાતો કરી રહી છે. 'ભલે ને આયુષ્ય ઓછું હોય. ચરમશરીરી એ ચરમશરીરી. એને જ વરવાનું હોય' વગેરે. છદ્મવેશે આવેલ પવનંજય આ સાંભળી રહ્યો છે. પવનંજય વિચક્ષણ છે. આર્યસન્નારીની મર્યાદાઓનો અજાણ નથી. આવા અવસરે મૌન એ જ આર્યનારીનો ઉચિત પ્રતિભાવ છે એવા ખ્યાલવાળા એને અંજનાના મૌન પર અકળાઈ જવાનો કોઈ પ્રશ્ન જ નહોતો. પણ કર્મસત્તા અંજનાને સજા કરવા માગે છે. ને તેથી વિચક્ષણ - પ્રેમાળ એવા પવનજંયને પણ ઉંધો વિચાર આપ્યો. 'અંજના મારો પક્ષ લેતી નથી. સખીઓને રોકતી નથી. તો જરૂર વિદ્યુત્પ્રભને ચાહતી હશે.' પરિણામ ? પરણ્યાની રાતથી સજાનો પ્રારંભ થઈ ગયો. પવનંજયે અંજનાનો ત્યાગ કરી દીધો. અંજના તો મહાસતી છે. પતિવિરહે શૃંગાર ત્યાગ કર્યો છે. ઝુરી ઝુરીને કૃશકાય ને મ્લાનવદના થયેલી છે. પણ સ્વકર્મ દોષને જોવા દ્વારા ન માત્ર પવનંજય પ્રત્યેના દ્વેષને ટાળ્યો છે, દિલના પ્રેમને પણ એવો જ અખંડ રાખ્યો છે. બાવીશ-બાવીશ વર્ષના વહાણાં વીતી ગયા. પણ પવનંજય સિવાયના પુરુષને મનથી પણ ઈચ્છતી નથી. ને જ્યારે પવનંજય યુદ્ધ માટે પ્રયાણ કરી રહ્યો છે તો એ જ પ્રેમથી એને શુભકામના આપવા એના ચરણોમાં ઝુકી ગઈ છે. એ વખતે પણ પવનંજયે અમીદષ્ટિ તો નહીં જ, ભારે તિરસ્કારપૂર્વક હડધૂત કરી નાખી છે. જમીન પર ઢગલો થઈને ફસડાઈ પડી. સખી વસંતતિલકા માંડ માંડ એને એના મહેલમાં લઈ આવી.

પવનંજયનું પ્રયાણ થઈ ગયું. સંધ્યાસમયે પ્રથમ છાવણી સરોવરના કિનારે પડી છે. વિદ્યાબળે ત્યાં પણ મહેલ ઊભો કરી દીધો.

ઝરુખામાંથી સરોવરની શોભા જોઈ રહેલા પવનંજયે ચક્રવાકના વિરહમાં ઝુરતી ચક્રવાકીને જોઈ.. એનો કરુણ વિલાપ જોયો. દિવસના બાર કલાક તો બન્ને સાથે રહ્યા છે. રાત્રીના બાર કલાકના વિરહની પણ આ વેદના ! ને અચાનક પવનંજયને અંજના યાદ આવી ગઈ. અંજના પ્રત્યેનો પૂર્વગ્રહ વિલીન થઈ ગયો ને પ્રેમના અંકુરા ફૂટ્યા. પ્રેમ તો એવો પાંગર્યો કે હવે એક ક્ષણનો વિલંબ ખમવા પણ તૈયાર નથી. તત્કાળ પ્રહસિત મિત્રને લઈને વિદ્યાબળે સીધો જ અંજનાના મહેલમાં.

અહીં જરા ઊંડાણથી વિચારીશું તો જણાશે કે, ચક્રવાકીના વિલાપને જોવા પર પવનંજયને, આજ સુધીના પૂર્વગ્રહ અને તિરસ્કારના પ્રભાવે આવો જ વિચાર આવવો શક્ય ગણાય કે 'એક રાતનો પણ વિરહ સહન ન કરી શકનાર આ ચક્રવાકીનો સ્વપતિપ્રત્યેનો કેવો અથાગ પ્રેમ ! ને અંજના ! છટ્ બીજા પુરુષને ચાહનારી !' માતપિતા કે પ્રહસિતદ્વારા અપાતી સમજણને પણ બિલકુલ ન ગણકારનાર પવનંજયનો પૂર્વગ્રહ આજે સ્વયં દૂર થઈ જવો, વિચારધારા બદલાઈ જવી. આ શી રીતે શક્ય બને ? પણ આ શક્ય બન્યું છે એ સૂચવે છે કે સજા પૂરી થઈ ગઈ એટલે જેલરનું વર્તન બદલાઈ ગયું. કેદીનો સજામાંથી છૂટકારો થઈ ગયો.

વર્ષોથી ઘર કરી ગયેલા રોગને નાબુદ કરવા કૈંક મથામણ કરી હોવા છતાં, મોટા મોટા ડોક્ટરો ને ભારે ભારે દવા પાછળ લાખો ખર્ચી નાખવા છતાં, જરાય મચક ન આપનારો રોગ ક્યારેક સાવ સામાન્ય નુસખા જેવી રૂપિયા બે રૂપિયાની દવાથી સાવ નિર્મૂળ થઈ જતો જોવા મળે છે. આમાં પણ મૂળવાત તો આ જ છે કે કર્મસતાની કોર્ટે ફરમાવેલી સજા પૂરી થઈ ગઈ છે. એટલે નિમિત્ત તો ગમે તે બની શકે છે, પણ જીવને સજામાંથી ડિસ્ચાર્જ મળી જાય છે.

તા. ૮-૨-૦૪ ના ગુજરાત સમાચારમાં વાંચેલો એક પ્રસંગ : પરદેશમાં એડ્વિન રોબિન્સન નામના એક ટ્રક ડ્રાઈવરને એક્સીડંટ થયો. ટ્રીટમેંટ કરાવી. છતાં પણ બન્ને આંખોની રોશની ગઈ, કાને સાંભળવાનું બંધ થઈ ગયું. ઘણાં ડૉક્ટર ને ઘણી દવા બાદ કાને મશીન લગાડવાથી મોટેથી બોલાયેલા શબ્દો માંડ માંડ સાંભળવાની શરૂઆત થઈ. પણ આંખો માટે તો 'હવે આખી જિંદગી અંધાપો રહેશે. કારણકે અંદરની યંત્રણા જ ખતમ થઈ ગઈ છે.' એવું ડૉક્ટરે સ્પષ્ટ કહી દીધું. એ વખતે એની ઉંમર ૫૩ વર્ષની હતી. ડ્રાઈવિંગ બંધ થઈ ગયું. સ્ટીક લઈને આસપાસ ફરતો. આંગણામાં એક નાનો બગીચો બનાવ્યો. એની કાળજી લેતો. નવ વર્ષ આ રીતે વીત્યા. એક વખત એક વૃક્ષ પાસે ઊભો. એના પર જ આકાશમાંથી વીજળી પડી. વૃક્ષ ધરાશાયી થઈ ગયું. પોતે પણ જમીન પર પડ્યો. બેહોશ થઈ ગયો. વીસેક મીનીટ બાદ જ્યારે હોંશમાં આવ્યો ત્યારે આશ્ચર્ય ! એ બહુ જ સ્પષ્ટ રીતે જોઈ, સાંભળી શકતો હતો. એના આંખના ડોક્ટરની આંખ પહોળી થઈ ગઈ. શું વીજળી પડવાથી અંધાપો દૂર થઈ જાય ? કહો, સજા પૂરી થઈ ગઈ એટલે ડિસ્ચાર્જ મળી ગયો.

માટે, બે વરસ થયાં... ત્રણ વરસ થઈ ગયાં... કશો ફરક પડતો નથી... હવે ક્યાં સુધી ત્રાસ વેઠવો ? આવી અકળામણ થાય ત્યારે જીવને સમજાવવું જોઈએ કે 'જીવડા ! શા માટે આકળો થાય છે ? સજા પૂરી થશે એટલે છૂટકારો થઈ જ જવાનો છે.' ક્યારેક અપરાધને અનુસરીને સજા લાંબી હોય તો જિંદગીના છેડા સુધી પણ સજા રહે. અકળાવું ન જોઈએ.

પ્રશ્ન : પણ જિંદગી ટૂંકી હોય ને સજા વધારે હોય તો ?

ઉત્તર : તો સજા પરલોકમાં પણ સાથે આવે છે. કેટલાય ભવ સુધી દૌર્ભાગ્ય-દરિદ્રતા-શરીરની વિષમતા વગેરે લંબાયા કરતા હોય એવા ઢગલાબંધ દૃષ્ટાંતો શાસ્ત્રોનાં પાને નોંધાયેલા છે. છતાં શાસ્ત્રવચનોનાં રહસ્ય અને અનેક દૃષ્ટાંત પરથી આપણે આવું અનુમાન બાંધીએ કે 'જીવ જો, ગમે તેવી યાતનાભરેલી સજાને (અન્યો તરફથી વારંવાર અન્યાય, દિલને ચીરી નાખે એવા કડવાવેણ, ટોર્ચરિંગ, શારીરિક-માનસિક પીડા વગેરે સર્વ પ્રકારના દુઃખને) સ્વીકારપૂર્વક સમતાપૂર્વક સહી લે છે. વર્ષોના વર્ષો સુધી ત્રાસ લંબાવા છતાં 'મારાં કર્મો દુષ્ટ છે' એવા વિચારદ્વારા એની અકળામણને અને ઉત્પીડક જીવ પરના દ્વેષને-વેરભાવને ટાળવામાં સફળ થાય છે. તે ઠેઠ એ ઉત્પીડકજીવ તરફથી મરણતોલ પ્રહાર થાય ને મોત આવી જાય, તો પણ પોતાની સમતા ગુમાવતો નથી. તો હવે પછી ગમે એટલા સેંકડો હજારો લાખો વર્ષોની જ નહીં, લાખો જનમો સુધીની બેલેન્સમાં રહેલી સજાને કર્મસત્તાની કોર્ટ એક ઝાટકે પ્રાયઃકરીને રદ કરી નાખે છે. અરે ! રદ કરી નાખે છે. એટલું જ નહીં, એ જીવને ભવ્ય ઈનામોથી નવાજીને અત્યંત સન્માનનીય સ્થાન પર મૂકી દે છે.' તો આ અનુમાનમાં કશું વાંધાજનક જણાતું નથી.

'એટલે અન્યો તરફથી થતા ત્રાસને સમતાપૂર્વક સહી લેવો એ આત્મહિતનો શોર્ટકટ છે.' એવું વિધાન કરવામાં પણ કોઈ અતિશયોક્તિ જણાતી નથી. વર્ષોના વર્ષો સુધી સુંદર સાધના કરવા છતાં નહીં પ્રગટેલું કેવલજ્ઞાન, ઉપસર્ગકાળે સમતા રાખવાના પ્રભાવે બહુ જ અલ્પકાળમાં પ્રગટ થઈ જાય છે એ વાત ઝાંઝરીયા મુનિ, ખંધકસૂરિના પાંચસો શિષ્યો, ખંધકઋષિ વગેરે ઢગલાબંધ દૃષ્ટાંતોમાં પ્રતીત થાય છે.

એટલે ભયંકર ત્રાસ, વારંવાર ત્રાસ અને એ પણ વર્ષોના વર્ષો વીતવા છતાં લંબાયા જ કરે, ક્યાંય છેડો જણાતો ન હોય, તો પણ સહનશીલતા કેળવવી, અકળાવું નહીં, સમતા જાળવવી, આ એ ત્રાસનો અંત લાવવાનો શ્રેષ્ઠ ઉપાય છે. એના બદલે જેઓ ત્રાસને-દુઃખને રડ્યા કરે છે અને દુઃખ દેનારને ધિક્કાર્યા કરે છે તેઓને પછીના જન્મોમાં પણ ત્રાસ અને રડવાનું ચાલુ જ રહે છે.

અનેક ખુલાસા, જાતજાતની સમજાવટ, છેવટે સામા કેટલાક કડક-કર્કશ પ્રતિકાર... આવું બધું કરવા છતાં ત્રાસ આપનાર વ્યક્તિ અટકતી તો નથી, ઉપરથી ત્રાસ વધાર્યે જાય છે. માનસિક રીતે પણ સતત કનડ્યા કરે છે, તો પછી હવે તો જાતને આ ત્રાસ સહી લેવા માટે તૈયાર કરી જ દેવી જોઈએ. ત્રાસ વેઠવાનો જ છે તો સમતાપૂર્વક શા માટે ન વેઠવો ? જેથી ભવિષ્યમાં તો એનો અંત આવી જાય. આવા અવસરે સમતા ખૂબ જ મુશ્કેલ છે એ વાત જરૂર સાચી છે, છતાં સમતા અશક્ય તો નથી જ. અને મુશ્કેલ છે... અતિમુશ્કેલ છે, માટે જ કુદરત ભવિષ્યમાં એના ભવ્ય ઈનામો આપે છે.

અતિકઠિન એવી પણ સમતાને જાળવી રાખવામાં સફળતા મળે એ માટે આવું પણ જરૂર વિચારી શકાય કે 'જીવડા ! આવી પરિસ્થિતિમાં સમતા જાળવવી એ જ તારા માટે મુખ્ય સાધના છે. માસ-ક્ષમણની ઘોર તપશ્ચર્યા કરનાર તપસ્વી જે કર્મનિર્જરા અને આત્મહિત સાધે એના કરતાં કૈંકગણી અધિક નિર્જરા તું આ સમતા જાળવવા દ્વારા સાધી શકે છે. કરોડોના દાન દેનાર દાતા જે પુણ્ય ઉપાર્જન કરે છે એના કરતાં પણ અઢળક પુણ્ય હે



જીવ ! તું આ સમતા દ્વારા કમાઈ શકે છે. વળી, સમતા ન રાખે તો પણ ત્રાસ તો કાંઈ ઓછો થવાનો નથી. એ તો એવો ને એવો અકબંધ વેઠવાનો જ છે. તો પછી સમતા શા માટે ન રાખવી ?'

વળી આવા વિચારો પણ આર્તધ્યાન સંકલેશથી જીવને બચાવી શકે કે 'હે આત્મન્ ! રડવાથી, હાયવોય કર્યા કરવાથી, જેને તેને ફરિયાદ કર્યા કરવાથી, દુઃખ આપનારનું ભૂંડું ચિંતવ્યા કરવાથી, બદલો લેવાની ઈચ્છા કર્યા કરવાથી કે વેરની ગાંઠ બાંધવાથી દુઃખ કાંઈ ઓછું થવાનું નથી, થતું નથી. ઉપરથી ભવિષ્યમાં પણ સુદીર્ઘકાળ સુધી આના કરતાં પણ અધિક દુઃખ વેઠવાનું ઊભું થવાનું છે, કારણકે આમાં કર્મસત્તાની કોર્ટે કરેલી સજા સામે ફરિયાદ છે. ગર્ભિત રીતે સજાને અયોગ્ય માનવાનો અભિપ્રાય છે જેને કર્મસત્તા ક્યારેય માફ કરતી નથી. તે પણ એટલા માટે કે અનંતાનંત કાળ વીતી ગયો ને વીતશે. ગુનેગાર છૂટી જાય ને બિનગુનેગાર ફસાઈ જાય આવી ગફલત કર્મસત્તા ક્યારેય કરતી નથી. પોતાની આ સર્વથા ક્ષતિરહિત કારવાહી પર કર્મસત્તા અત્યંત મગરૂર છે. ને તેથી પોતાની કારવાહી પ્રત્યે કોઈ આંગળી ચીંધે તો કર્મસત્તા એને સાંખી શકતી નથી. જાણે કે છંછેડાઈ જાય છે. ને તેથી જાણે કે 'તું તારા અપરાધને જાણે નહીં. ને તેથી મેં કરેલી સજાને મારી ભૂલ ઠેરવે છે ?' એમ કહીને જીવ પર વધારે તૂટી પડે છે.

માટે 'હે આત્મન્ ! રડવા વગેરેથી સર્યું. સમતા રાખવાનો પ્રયાસ કર. કસોટી જરૂર છે. પણ સમજણને અકબંધ રાખશે ને હિંમતને જાળવી રાખશે તો જરૂર એમાંથી પાર ઊતરી જઈશ. ને પાર ઊતરીશ તો તું કુદરતને પ્રિયપાત્ર બની જઈશ.'

કેટલાક અમને ફરિયાદના સૂરમાં પૂછતા હોય છે : 'મહારાજ સાહેબ ! અમે જિંદગીમાં એવું કોઈ પાપ કર્યું નથી. કોઈનું બૂરું કર્યું નથી કે બૂરું ઈચ્છયું પણ નથી. બની શકે તો ભલાઈના કામ કરીએ છીએ. ને છતાં અમારા જીવનમાં એટલું દુઃખ છે. ત્રાસી ગયા મહારાજ ! કાંઈ ને કાંઈ દુઃખ આવ્યા જ કરે છે. કોઈ આરો-ઓવારો દેખાતો નથી. સાહેબ ! કુદરતનો

આ કેવો ન્યાય ? એવો કોઈ અપરાધ અમારા જીવનમાં છે નહીં. ને છતાં સજાનો પાર નહીં.'

શું સમજાવવું ? આ ભાગ્યશાળીઓને ! એક સરદારજી રસ્તેથી પસાર થઈ રહ્યા હતા. વચ્ચે એક હોટલ આવી. એના પર બોર્ડ માર્યું હતું કે आईये ! हमारी हॉटल में मनपसंद भोजन लीजिये. बील आपसे नहीं लिया जायेगा, आपकी छट्ठी पीढ़िसे हम वसुल कर लेंगे. સરદારજી તો વાંચીને ખુશ. अब अन्यत्र जाना ही क्यों ? यही हॉटल में खाऊंगा. પાછો વિચાર આવ્યો. छट्ठी पीढ़ि किसने देखी है ? कौन हिसाब रखेगा और कौन वसुल करेगा ? हमें तो मुफ्त में ही खाना है और मुफ्त में ही खाना है, तो अकेला ही क्यों ? बीबी बच्चे सभी को ले आउं. આવ્યો ઘરે. બીબીને કહી દીધું. आज रसोई पकानी नहीं है, सभी को हॉटल में ले जाता हूँ और आज नो कन्ट्रोल. जिसको जो खाना है, जितना खाना है, खाओ, मैं मना करनेवाला नहीं, क्योंकि पैसे देने ही नहीं है । બધા પહોંચ્યા. ઈચ્છા મુજબ પેટ ભરીને ખાધું. ઊઠ્યા એટલે સરદારજીના હાથમાં સીધું બે હજાર રૂપિયાનું બીલ પકડાવવામાં આવ્યું. સરદારજી તો ડઘાઈ જ ગયા. આઘાત અને આશ્ચર્યની લાગણી સાથે મેનેજર પાસે. 'आपने तो बोर्ड लगाया है कि बिल छट्ठी पीढ़िसे वसुल कर लेंगे, फिर मुझे क्यों देते हो ?'

'यह आपने खाया इसका बिल नहीं, यह तो आप की पहले की छट्ठी पीढ़ि खा गयी थी उसका बील है ।'

હા, આપણે યાદ રાખવું જોઈએ કે આ જનમમાં આપણે નિર્ધનતા, પરાભવ, અપમાન વગેરે જે કાંઈ સહી રહ્યા છીએ. એ ઘણું ખરું પૂર્વજન્મોમાં જે કરી આવ્યા છીએ એનું બીલ ચૂકવી રહ્યા છીએ. આ ભવમાં જે સારું કે નરસું કરી રહ્યા છીએ એનું શુભ કે અશુભ ફળ તો પ્રાયઃ આવતા જન્મોમાં મળશે. એટલે આ જનમમાં પાપ નથી કરતા, કોઈનું બૂરું નથી કરતા... ધન્યવાદ. આવતા ભવે સજા નહીં થાય.. પણ પૂર્વજન્મમાં અપરાધ કર્યા હોય તો એની સજા તો અહીં થાય ને ? પ્રભુ મહાવીરદેવે પણ એ ચરમભવમાં કયું પાપ કર્યું હતું ? કોનું બૂરું કર્યું હતું ? અરે ! ઉપરથી ભયંકર ઉપસર્ગ કરનારની પણ કરુણા ચિંતવી હતી. ને છતાં કેટલા ઉપસર્ગો વેઠવા પડ્યા ? શા માટે ?

'એ તો પ્રભુના કર્મો ભારે હતા.'

'પ્રભુનાં કર્મો ભારે હતા. ને આપણે તો લઘુકર્મી ?'

કોઈ જ જાતની દલીલ વિના ચૂં કે ચાં કર્યા વિના ખૂબ જ શાંતિથી સજા ભોગવતો અને બીજી રીતે પણ ખૂબ જ સૌજન્યપૂર્ણ વ્યવહાર કરતો કેદી જેલરને કહે કે આ જેલમાં આવ્યા પછી મેં શું ગુનો કર્યો છે જેની તમે મને આટલી આટલી સજા કરો છો. તો જેલર શું કહે ? એ જ ને કે જેલમાં આવ્યા પછી શાંતિ રાખે છે, ધન્યવાદ... પણ અહીં આવતા પૂર્વે તું જે કરી આવ્યો છે, એની તને સજા થઈ રહી છે.

આ વાત આપણા અહીંના દુઃખો માટે પણ સમાન નથી ? પ્રભુ મહાવીર માટે જે સમાધાન કરીએ છીએ કે પૂર્વજન્મના કર્મોની સજા હતી. એ આપણે આપણા માટે ન વિચારવું જોઈએ ? પછી ફરિયાદ શાની ? આ તો ભૂલવું ન જ જોઈએ કે સજા અપરાધની જ હોય છે. વર્તમાનના નહીં તો પૂર્વના. ઘણાં વર્ષો પૂર્વે મેં એક સત્ય ઘટના કોઈક મેગેઝીનમાં વાંચેલી. જેવી યાદ છે તેવી જણાવું.

ભારતમાં અંગ્રેજોના શાસનકાળની વાત છે. એક ન્યાયાધીશ ચુસ્ત બ્રાહ્મણ હતા. રોજ વહેલી સવારે ખુલ્લામાં મળશુદ્ધિ અર્થે એલિસબ્રીજ પાસે સાબરમતી નદીના ખુલ્લા પટમાં જતા. રોજિંદા ક્રમ મુજબ પોતે નદીએ ગયેલા. એ જ વખતે બ્રિજ પર એક આદમીની હત્યા થઈ. રોડલાઈટમાં હત્યારાને પણ પોતે બરાબર જોયો. યોગાનુયોગ આ હત્યા કેસ પોતાની જ કોર્ટમાં આવ્યો. પણ પોલીસે જેને આરોપીના પિંજરામાં ઊભો કરેલો એ કોઈ અન્ય જ આદમી હતો. એને જોતાં જ જજના મનમાં વિચાર આવી ગયેલો કે 'આ નિર્દોષ છૂટી જશે, કારણ કે હત્યારો તો બીજો જ છે.'

પણ આશ્ચર્ય. પોલીસે રજુ કરેલા પુરાવાઓ, સાક્ષીઓની જુબાનીઓ અને ઉલટતપાસ દરમ્યાન ખુદ આરોપીના મુખમાંથી નીકળેલા શબ્દો. બધું જ 'આ આરોપી જ હત્યારો છે' એવા નિર્ણય તરફ દોરી જનાર હતું. જજ ભારે ગડમથલમાં. અંતઃકરણ કહે છે કે આ હત્યારો નથી, ને કોર્ટની કાર્યવાહી કહે છે કે આ જ હત્યારો છે, સજાપાત્ર છે. છેવટે, આજકાલ કોર્ટમાં ન્યાય નથી તોલાતો, કાનુન તોલાય છે. ને કાનુની પ્રક્રિયા પ્રમાણે આ આરોપીને સજા ફરમાવવી પડે એવું હતું. નિર્દોષને ફાંસી ક્યાં આપવી ? એટલે પોતાના અંતઃકરણને પણ કંઈક આશ્વાસન મળે એ વિચારથી આરોપીને ફાંસીના બદલે જન્મટીપ સજા સુણાવી.

આરોપી હત્યારો હતો જ નહીં. એટલે એ જન્મટીપ પણ શાની સ્વીકારે ? એણે હાઈકોર્ટમાં અપીલ કરી. પણ આશ્ચર્ય. ત્યાં ચાલેલી કાર્યવાહીથી હાઈકોર્ટના જજને થયું : આને જન્મટીપ શાની ? આને તો ફાંસી જ હોય. અને ફાંસી ઘોષિત થઈ. છેલ્લી (સુપ્રિમ કે પ્રિવીકાઉન્સીલ) કોર્ટમાં પણ ફાંસીને બહાલી મળી અને ફાંસીની તારીખ પણ નિશ્ચિત થઈ ગઈ. પેલા બ્રાહ્મણ ન્યાયાધીશને આ જાણીને ખૂબ જ ગડમથલ થઈ. 'ઈશ્વરના રાજમાં દેર છે, અંધેર નહીં' આવી જડબેસલાક શ્રદ્ધાના પાયા હચમચવા લાગ્યા. છેવટે ફાંસીના આગલા દિવસે જેલમાં એ આરોપીની જ મુલાકાત લીધી. 'જો ભાઈ ! તારી કાલની ફાંસી નિશ્ચિત છે. તારા કેસ પર પૂર્ણવિરામ મૂકાઈ ગયો છે. વળી હું તારી પાસે અત્યારે કોર્ટના જજ તરીકે નહીં, પણ એક જિજ્ઞાસુ તરીકે આવેલો છું એટલે આપણે જે કાંઈ વાતો કરીશું એનું કોર્ટની-કેસની દૃષ્ટિએ કશું જ મૂલ્ય નથી એ નિઃશંક જાણજે. તું પણ આ વાતમાં સંમત હોય અને તેથી જે સત્ય હકીકત હોય તે જણાવવા તૈયાર હોય તો હું કંઈક પૂછવા માગું છું. કારણ કે મારા મનમાં ઘણી મૂંઝવણ પેદા થયેલી છે.'

'હું તમારી વાતમાં સંમત છું. અને આમે કાલે હવે મારે મરવાનું જ છે. તો અંતિમ ઘડીઓમાં હું જૂઠ નહીં જ બોલું એની ખાતરી રાખજો. ને એટલે હવે જે પૂછવું હોય તે પૂછો.' આમ કેદીએ કહ્યું એટલે જજે 'પોતાની નજર સામે આ હત્યા થઈ છે' વગેરે બધી વાત કરી. 'આ હત્યા કેસમાં તું હત્યારો નથી એવું મારી આંખો કહે છે એ સાચું છે ?'

'હા નામદાર ! એ બિલકુલ સાચું છે. હું આ કેસમાં બિલકુલ નિર્દોષ છું.'

'તો પછી કોર્ટ કાર્યવાહી દ્વારા તું દોષિત કેમ ઠર્યો ? તારા ખુદના કેટલાક શબ્દો એવા કેમ નીકળ્યા જે તને ખૂની ઠેરવે ? મેં કંઈક સહાનુભૂતિથી કરેલી જન્મટીપ ફાંસીમાં કેમ ફેરવાઈ ગઈ ? આ અંગે તું કંઈક કહી શકે ?'

આંખમાં ઝલઝલિયાં સાથે કેદીએ કહ્યું : 'નામદાર ! હવે જિંદગીની અંતિમ ઘડીઓમાં જૂઠ નથી બોલવું. પાપ નથી છુપાવવું. ઘણાં વર્ષો પૂર્વે એક હત્યા કરીને હું આબાદ નિર્દોષ છૂટી ગયેલો. મને લાગે છે કે એની સજા હાલ મને થઈ રહી છે.' અને ન્યાયાધીશની શ્રદ્ધા વધારે સ્થિર થઈ ગઈ.

વાત આ છે, વર્તમાનમાં આપણી જાત ગમે એટલી નિર્દોષ ભાસતી હોય, પણ જો સજા થઈ રહી છે, તો આપણો ગુનો હોવો જ જોઈએ. વર્તમાનનો નહીં તો અતીતનો. પણ સજા, વિના અપરાધ હોતી નથી. ને સજા જો આપણા જ અપરાધની છે, તો એનો અમલ કરનાર જેલર જ હોઈ શકે, ને એ જો જેલર જ છે, તો આપણે એને દુષ્ટ મનાય નહીં. એનો બદલો લેવાનો વિચાર પણ કરાય નહીં.

પ્રશ્ન : આપણી જેમ સામી વ્યક્તિને પણ પોતાના અપરાધ વગર સજા હોય જ નહીં. એટલે, આપણે એને થપ્પડ મારીએ તો આપણે પણ જેલર જ છીએ ને ? ને જેલર કેદીને હંટર મારે વગેરે જે કાંઈ કરે એની એને કાંઈ સજા થતી નથી. એટલે આપણને પણ સજા નહીં થાય ને ?

ઉત્તર : લગ્નના બીજા જ દિવસે કન્યા રીસાઈને પિયરમાં ચાલી ગઈ. માતાપિતા વગેરેએ પૂછવા છતાં ને સ્વયં વિચારવા છતાં વરરાજા જ્યારે કશું જ કારણ પામી ન શક્યા ત્યારે વરપક્ષનો બધો રસાલો કન્યાને ત્યાં પહોંચ્યો. ખુદના માતપિતા પણ કન્યાને પૂછી રહ્યા છે : 'બેટા ! એવું તે શું બન્યું કે તું રીસાઈને પાછી ફરી ગઈ ?'

'તમારા જમાઈરાજ મને કલંકિત કહે છે' કન્યાએ આંખમાં આંસુ લાવીને કહ્યું. બધાની નજર જમાઈ તરફ. ને જમાઈને ભારે આશ્ચર્ય, મેં તને ક્યારે કલંકિત કહી ? આવું પૂછવા પર કન્યાએ પોતાની વાતનો ફોડ પાડ્યો. 'કેમ રાત્રે તમે મારી સામે જોઈને કહ્યું નહોતું કે તું ચન્દ્રમા જેવી છો.'

સૌમ્યતા-આહ્લાદકતાને જણાવવા આપેલું ચન્દ્રનું દૃષ્ટાંત કલંકિતઅંશમાં લઈ શકાય ? વાત આ છે. કોઈપણ દૃષ્ટાંત જેટલા અંશમાં અભિપ્રેત હોય એટલા જ અંશમાં લેવાનું હોય છે. સર્વાંશે લેવા જઈએ તો અર્થનો અનર્થ થઈ જાય.

પ્રસ્તુતમાં જેલરના દૃષ્ટાંત માટે પણ આવું જ છે. કોઈના તરફથી આપણને કાંઈ સહન કરવાનો પ્રસંગ આવે ત્યારે આપણે સમભાવ ચૂકી ન જઈએ એ માટે, એ ત્રાસ આપનારને જેલર સમજીને ક્રોધ, વૈરભાવથી મુક્ત રહેવાનું છે. પણ આપણે જ જ્યારે બીજાને ત્રાસ આપીએ છીએ, ત્યારે આપણે જેલર નથી. જજ છીએ. કર્મસત્તા તો જાણે કે આપણને પૂછે છે : 'મેં તને ક્યારે જેલર બનાવ્યો ? એ જીવને થપ્પડ મારવાનો હુકમ મારો હોય તો તું એનું લેખિત પ્રમાણ આપ. આ તો તેં ખુદ જજ બનીને સજા કરી છે. ને સજા કરવાનો અધિકાર એકમાત્ર મારી પાસે છે. તેં એમાં દખલ કરી છે. માટે તું પણ સજાપાત્ર છે. ને તને પણ એની સજા થશે.' એટલે આપણને થપ્પડ મારનારો પણ એની પોતાની દૃષ્ટિએ તો જજ જ બની રહ્યો છે ને તેથી ભવિષ્યમાં એને પણ સજા થવાની જ છે. માત્ર આપણી સમતા માટે આપણે એને જેલર માનવો.

ટૂંકમાં, કોઈ આપણને હેરાન કરે છે તો એ જેલર, આપણે કોઈને હેરાન કરીએ છીએ તો આપણે જજ.

**પ્રશ્ન :** આ વિચિત્ર નથી ? બીજો પ્રતિકૂળ વર્તે તો જેલર, અને આપણે પ્રતિકૂળ વર્તીએ તો જજ...

**ઉત્તર :** ના, આ વિચિત્ર નથી, પણ આ જ અનેકાન્તવાદ છે. ઉપદેશમાં પ્રાયઃ સર્વત્ર આવું હોય છે. પોતા માટે જુદો અને બીજા માટે જુદો. જેમકે



ઉપકાર અંગે-પોતે બીજા પર ઉપકાર કર્યો હોય તો એ ઉપકારને યાદ ન રાખવો જોઈએ, ભૂલી જવો જોઈએ. બીજાએ પોતાના પર ઉપકાર કર્યો હોય તો એ યાદ રાખવો, ક્યારેય ભૂલવો નહીં.

પોતાના સુકૃતની પ્રશંસા કરવી નહીં, બીજાના સુકૃતને પ્રશંસ્યા વિના રહેવું નહીં. આવી તો ઢગલાબંધ વાતો મળશે. એટલે નક્કી થયું કે બીજાઓ આપણા પ્રત્યે પ્રતિકૂળ વર્તન કરે તો કર્મસત્તાની કોર્ટના કર્મચારી-જેલર, આપણે બીજાઓ પ્રત્યે પ્રતિકૂળ વર્તીએ તો કર્મસત્તાની કોર્ટની કાર્યવાહીમાં દખલગીરી કરનારા બિનનિયુક્ત જજ.

* * *

अघटितघटितानि घटयति,
सुघटितघटितानि जर्जरीकुरुते ।
विधिरेव तानि घटयति,
यानि पुमान्नैव चिन्तयति ॥

*અર્થ :- અઘટિત ઘટનાઓને ઘડે છે ને સુઘટિત ઘટનાઓને રફેદફે કરી નાખે છે. જીવે જે સ્વપ્નમાં પણ ચિંતવ્યું ન હોય એને ભાગ્ય જ ઘડી કાઢે છે.*

## ૬. માંકડ-બિલ્લી

એક ઉંદરને એક માંકડે ચટકો ભર્યો. ઉંદર ધુંઆપુંઆ થઈ ગયો. 'હરામખોર ! બતાવી દઉં.' પણ વિચાર આવ્યો, એક કરતાં બે ભલા. કોની સહાય લઉં ? ને મનોમન નિર્ણય કરીને એ બિલાડીની સહાય લેવા ઉપડ્યો. પરિણામ ?

માંકડના ચટકાની પીડા સામે ઉંદરનું બિલાડીની સહાય લેવા જેવું એ કેટલું બધું અજુગતું, મૂર્ખામીભરેલું અને કટુપરિણામવાળું લાગે છે ? જ્ઞાનીઓ કહે છે 'દુન્યવી કોઈપણ નુકશાનની પીડા સામે જીવ ક્રોધનું શરણ લે એ આના કરતાં પણ વધારે અજુગતું-મૂર્ખામી ભરેલું ને વધારે દારૂણ વિપાકવાળું છે, કારણ કે ઉંદરે માત્ર પ્રાણ ખોવાના છે ને એક જ વાર મરવાનું છે, જ્યારે ક્રોધના શરણે ગયેલા જીવે, પોતાના ક્ષમામય ગુણિયલ આત્માને ગુમાવવાનો છે, ને દુર્ગતિના રવાડે ચડીને વારંવાર મરવાનું છે.

હા, દુન્યવી કોઈપણ નુકશાન એ માત્ર માંકડનો ચટકો છે. પછી ભલેને એ નુકશાન ગાળ સાંભળવાનું હોય, અપમાન વેઠવાનું હોય, જૂઠા આરોપોનો સામનો કરવાનું હોય, ચીજ-વસ્તુના બગાડનું હોય, પાંચ હજારનું હોય, પાંચ લાખનું હોય, પાંચ કરોડનું હોય કે પાંચ અબજનું હોય, થપ્પડનું હોય, દંડાના ફટકાનું હોય, હાથ-પગ ભાંગવાનું કે ઠેઠ પ્રાણ ગુમાવવાનું હોય, એ માત્ર માંકડનો ચટકો જ છે ને એની સામે ક્રોધનો ધમધમાટ કરવો એ ઉંદરે બિલાડીની સોડમાં તણાવા જેવું છે.

**પ્રશ્ન** : પાંચ-પચ્ચીશ રૂપિયાના નુકશાનની સામે ગુસ્સો ન કરવો જોઈએ, લૅટ ગો કરવું જોઈએ, એ બરાબર... પણ લાખો રૂપિયાનું નુકશાન વેઠવા છતાં કે હાથ-પગ કોઈ ભાંગી નાખે ત્યારે પણ ગુસ્સો ન કરવો. ગુસ્સો કરવો એ મૂર્ખામી કહેવાય. આ વાત શી રીતે બરોબર હોઈ શકે ?

**ઉત્તર** : ગુસ્સો કરવો એ જીવનો અનાદિકાળનો અભ્યાસ છે. નુકશાન થવા પર જ નહીં, નુકશાન થવાની કલ્પનામાત્ર પર પણ જીવ ગુસ્સો જ



કરે છે. લૅટ ગો કરવા તૈયાર જ નથી. વળી આ વાત માત્ર પોતાના પૂરતી જ સીમિત છે, એવું પણ નથી. આસપાસની આખી દુનિયામાં લગભગ આ જ જોવા મળે છે. તેથી, 'ગુસ્સો એ મૂર્ખતા છે, અકર્તવ્ય છે' આ વાત માનવા મન તૈયાર ન થાય એ સહજ છે. પણ એટલામાત્રથી એ મૂર્ખતારૂપે મટી જતો નથી.

ચપ્પલ ઘરે ભૂલી ગયેલો એક મુસાફર રસ્તેથી પસાર થઈ રહ્યો હતો. પથ્થરની જોરદાર ઠોકર લાગી. નખ ઉખડી ગયો. ભારે પીડા... પણ એ વિચારી રહ્યો છે 'સારું થયું ચપ્પલ પહેર્યા નહોતા. નહીંતર એમાં અંગુઠાનું નાકું તૂટી જાત.' બોલો આ મૂર્ખામી કહેવાય કે નહીં ?

'આ તો કહેવાય જ ને કારણ કે છેવટે પગ એ પોતે છે ને ચપ્પલ પર છે.'

'બસ ! આવું જ પ્રસ્તુતમાં છે, કારણ કે પૈસા કે પ્રાણ, છેવટે જીવ માટે પરાયી ચીજ છે. એક દિવસ છૂટી જ જનાર છે. જ્યારે ક્ષમા તો જીવ પોતે છે, પોતાનું જ સ્વર્ગની પરી જેવું મનમોહક સ્વરૂપ છે. પરાયી ચીજના બગાડને રોકવા જાતને બગાડી નાખવામાં-ક્ષમાપરીની નજાકતતાને ગુમાવી ક્રોધરાક્ષસની બર્બરતાને અપનાવવામાં ડહાપણ ન જ હોય.

આ વાસ્તવિકતાને એક વિશ્વપ્રસિદ્ધ વાતથી સમજવાનો પ્રયાસ કરીએ. એ વિશ્વપ્રસિદ્ધ વાત એટલે આ ત્રણ અંગ્રેજી વાક્યો.

If wealth is lost, nothing is lost,
If health is lost, something is lost.
If character is lost, everything is lost.

આ ત્રણ વાક્યોનો અર્થ પણ એટલો જ પ્રસિદ્ધ છે.

જો ધન ગુમાવ્યું, તો કશું જ ગુમાવ્યું નથી,
જો આરોગ્ય ગુમાવ્યું, તો કંઈક ગુમાવ્યું છે, પણ
જો સદ્ગુણ-સદાચારમય સચ્ચારિત્ર ગુમાવ્યું તો બધું જ ગુમાવ્યું છે.

આ વાત ઉચિત તો લાગે જ છે, પણ એની પાછળ કારણ શું ? 'ધન કરતાં આરોગ્યનું ને આરોગ્ય કરતાં સચ્ચારિત્રનું મહત્ત્વ વધારે છે.' એમ કહી શકાય. પણ મહત્ત્વ પણ આ જ ક્રમમાં કેમ અધિક છે ? આ પ્રશ્નનો જવાબ મેં આવો વિચારેલો છે.

આ જગત્માં એવા ઘણા શ્રીમંતો છે જેઓએ જિંદગીમાં ઘણી આસમાની-સુલતાની જોયેલી હોય. શેરબજારના ખેલંદાઓને તો આ રોજના જેવું લાગે. કરોડપતિનો ક ડૂલ થઈ જતાં પણ વાર નહીં, ને પાછું પોતાનું સ્થાન લઈ લેતાં પણ વાર નહીં. કેટલીય સ્ક્રીપ્ટના ભાવોનો ગ્રાફ આઈસીયુમાં રહેલા હાર્ટપેશન્ટના કાર્ડિયોગ્રામને ડિટ્ટો અનુસરતો હોય. આનો મતલબ સ્પષ્ટ છે. ગયેલું ધન આ જ જનમમાં પાછું મેળવી શકાય છે. વારંવાર મેળવી શકાય છે. જે ગુમાવેલું પાછું મેળવી શકાય છે. શીઘ્ર પાછું મેળવી શકાય છે. એને ગુમાવવામાં ગુમાવ્યું શું ? રાત પડે છે ને આખી દુનિયા પ્રકાશ ગુમાવી દે છે. પણ કોઈ રોવા બેસતું નથી, કારણ કે કાલે પાછો પ્રકાશ મળવાનો જ છે. માટે કહેવાય છે કે 'જો ધન ગુમાવ્યું છે તો કશું ગુમાવ્યું નથી.'

પણ આરોગ્ય એવી વસ્તુ છે જે એકવાર ગુમાવી દીધા પછી આખી જિંદગીમાં પાછું મેળવી શકાતું નથી. શરાબનો નશાબાજ પાછળથી કોઈની સત્પ્રેરણા પામીને કે અનેક પ્રકારની પાયમાલી અનુભવીને શરાબ કદાચ છોડી દે તો પણ લોહી જે આલ્કોહોલિક થઈ ગયું છે, એ પાછું નોર્મલ થઈ શકતું નથી. ગુટખા-માવામસાલાનો વ્યસની પાછળથી એ છોડી દે તો પણ જડબાનું કેન્સર મટતું નથી. જડબું કઢાવ્યે જ છૂટકો. રાક્ષસ જેવો બીભત્સ ચહેરો ચલાવ્યે જ છૂટકો.

**પ્રશ્ન :** જો આમ જ છે, તો 'આરોગ્ય ગુમાવ્યું એટલે સઘળું ગુમાવ્યું' એમ જ કહેવું જોઈએ ને ?

**ઉત્તર :** ના, એવું એટલા માટે નથી કહેવાતું કે ગુમાવેલું આરોગ્ય પણ પરલોકમાં તો પાછું મળી જ જાય છે. આશય એ છે કે ગમે એટલા



લાંબાકાળથી ઘર કરી ગયેલો રોગ હોય કે આજીવન સભ્ય જેવો બી.પી., ડાયાબિટીસ વગેરે રોગ હોય, પરલોકમાં એક પણ રોગ સાથે ચાલતો નથી. શરીર છોડવાની સાથે જ એના બધા પ્રોબ્લેમ્સ પણ છૂટી જાય છે. ને જીવને પાછું આરોગ્ય પ્રાપ્ત થઈ જાય છે. માટે 'આરોગ્ય ગુમાવવામાં સઘળું ગુમાવ્યું' એમ નથી કહેવાતું, પણ 'કંઈક ગુમાવ્યું' એમ જ કહેવાય છે.

આમ પૈસા ગુમાવવામાં કશું જ ગુમાવવાનું નથી. અને આરોગ્ય ગુમાવવામાં તો કંઈક પણ ગુમાવવાનું છે, માટે 'પૈસા કરતાં આરોગ્ય વધારે મહત્ત્વનું છે એ પણ સમજાય છે.' એટલે જ 'પહેલું સુખ તે જાતે નર્યા' લોકોક્તિ ધનસુખ કરતાં તનસુખનો નંબર પ્રથમ જણાવે છે. પેટ ભરવા તો કોઈપણ મજૂરી કરવી પડે એ સમજ્યા. પણ પટારા ભરવા માટે એવા ધંધા કરવા કે જેથી ખાવું-પીવું-ઉંઘવું બધું જ ખોરવાઈ જાય. તો એને ઈચ્છનીય કેમ મનાય ? બોમ્બેમાં બ્રેકફાસ્ટ, લખનૌમાં લંચ ને દિલ્હીમાં ડીનર... આવી ઊડાઉડ કરનારને આજનું ધનલંપટ જગત્ ભલે મોટો ઉદ્યોગપતિ કહીને માનસન્માન આપે. પણ વ્યાસમુનિએ એક સુભાષિતમાં નિત્યસેવકની સાથે આ નિત્ય પ્રવાસીને પણ મૂરખ કહ્યો છે. એમ શેરબજાર વગેરેમાં એવા આંધળુકિયા વગેરે પણ શા માટે ? કે એક જ વારની ધોબીપછાડ એવો વસમો ઘા મારી દે જેની જિંદગીભર કળ જ વળે નહીં.

**પ્રશ્ન :** દુનિયામાં સંપત્તિની બોલબાલા છે. ને સાહસ વિના સંપત્તિ ક્યાં ?

**ઉત્તર :** છતાં 'પહેલું સુખ તે જાતે નર્યા.' આરોગ્ય કરતાં સંપત્તિને વધારે મહત્ત્વ તો ન જ આપવું જોઈએ. ધારો કે ધંધામાં પચ્ચીશલાખનું નુકશાન થઈ ગયું. આ નુકશાનને ધંધામાં જ રહેવા દેવાનું. મનમાં લઈ જવાનું નહીં. પણ, પૈસાને આપી દીધેલું વધારે પડતું મહત્ત્વ નુકશાનને મનમાં લઈ

**બે સગપણ ને ત્રીજું વેર કદી ન આવશો મારે ઘેર**

ગયા વગર રહેતું નથી. અને મનમાં પહોંચેલું નુકશાન બી.પી., સુગર વગેરે કોઈ ને કોઈ હાઈપરટેન્શનના રોગની ભેટ આપ્યા વિના રહેતું નથી.

ધંધામાં કમાણી તો ફરીથી થઈ જાય છે. નુકશાન બધું ભરપાઈ થઈ જાય છે. પણ આગંતુક તરીકે આવેલા બી.પી. વગેરે ખસવાનું નામ લેતા નથી. શું આમાં ડહાપણ છે ? ને કોઈક તો એવો આઘાત લગાડી દે કે પછી સાવ સૂનમૂન થઈ જાય. આખો દિવસ વિચારોમાં ને વિચારોમાં ખોવાયેલો રહે. બાઘાની જેમ આમતેમ જોયા કરે. અત્યંત હોંશિયાર ને ભારે પરિશ્રમી ૨૭-૨૮ વર્ષનો યુવાન પણ હવે આખો દિવસ ઘરમાં પડ્યો રહે... કશું કરે નહીં, કશી જવાબદારી સમજે જ નહીં... અને પત્ની તથા પરિવાર માટે મોટો ચિંતાનો વિષય બની જાય.

મને ખ્યાલ છે મહારાષ્ટ્રના એક શહેરની જૈન પરિવારની જ એક યુવતી. ભણવામાં હોંશિયાર પણ ખૂબ ને સિન્સીયર પણ એવી જ. ડૉક્ટર બનવાની ખ્વાહિશ હતી ને એ મુજબની જ મહેનત હતી. પરીક્ષા આપી. પેપરો પણ ખૂબ જ સારા ગયા. મેરિટમાં નંબર આવશે ને એના પર જ મેડિકલમાં ઍડમિશન પણ મળી જશે. આવા છલકાતા વિશ્વાસ સાથે પરિણામની પ્રતીક્ષા કરી રહી હતી. પણ પરિણામે ધબાકો બોલાવી દીધો, જેની સ્વપ્નમાંય કલ્પના નહોતી. પાસિંગ માર્કે માંડમાંડ પાસ થયેલી. મેડિકલમાં પ્રવેશનું સ્વપ્ન તો ચૂરચૂર થઈ ગયું. પણ એટલો સખત આઘાત કે દમનો રોગ લાગુ પડી ગયો. અસ્થમાનો પહેલો જ ઍટેક એટલો જોરમાં આવ્યો કે ઘરના બદલે સીધી હોસ્પિટલાઈઝ કરવી પડી. હોસ્પિટલમાં ડૉક્ટરની પણ ટ્રીટમેંટ કરવામાં કોઈ એવી ભૂલ થઈ ગઈ કે અસ્થમા હંમેશનો ઘર કરી ગયો ને ગમે ત્યારે એવી વિચિત્ર રીતે દમનો જોરમાં હુમલો આવી જાય, કશું કહેવાય નહીં. શરીરની પ્રકૃતિ જ અત્યંત વિષમ બની ગઈ. અને સંસારની ટ્રેજેડી તો જુઓ. પેપર ખોલાવ્યા. રીચેક કરાવ્યું. હકીકતમાં મેરિટ તુલ્ય જ માર્ક્સ હતા. માર્કશીટમાં ગરબડ થઈ ગયેલી. મેડિકલમાં એડમિશન પણ મળી ગયું. ડૉક્ટર પણ બની ગઈ. ઘણાના રોગ મટાડે છે. પણ પોતાનું શરીર ? એની પ્રકૃતિનો



પોતાને જ કોઈ ભરોસો નહીં. ઉંમર ચાલીસને વીતાવી ગઈ છે. પણ પરણવાની હિંમત કરી શકતી નથી. એક બીજું દૃષ્ટાંત પણ જોઈ લઈએ.

અંગ્રેજી સાહિત્યકાર જેરેમીટિલર, સરસ્વતી અને લક્ષ્મી... બન્નેના એના પર ચાર હાથ હતા. પણ એક સરખો ચાલે એ સંસાર શે કહેવાય ? જે બેંકમાં જીવનભરની મૂડી હતી એ બેંક ફડચામાં ગઈ. આ સમાચાર મળવા પર એનો મિત્ર એને આશ્વાસન આપવા આવ્યો. પણ આશ્ચર્ય ! આ તો બિલકુલ શાંત-પ્રસન્ન હતો. માત્ર આંખમાં જ નહીં, એના અંતરમાં પણ લક્ષ્મી ચાલી ગયાની કોઈ અસર નહોતી. મિત્રે પૂછ્યું : 'તને દુઃખ નથી થતું ?' એણે કહ્યું : 'જો દોસ્ત ! હવા-પાણી-વાણીની બધી જ સુવિધા આજે પણ અકબંધ છે. મારા અંગે અંગમાં સ્ફૂર્તિ અને તાજગીનો ઝરો વહી રહ્યો છે, હાથ-પગ એવા જ મજબૂત છે. આંખની રોશની અંશમાત્ર પણ ઘટી નથી. આવી તો કેટલીય નૈસર્ગિક સંપત્તિ-સમૃદ્ધિથી મારું જીવન સભર છે. વળી મારા સચ્ચારિત્ર્યના કિલ્લાની એક કાંકરીય ખરી નથી. પછી દુઃખ શા માટે ? મૂળ-થડ-શાખા અને પ્રશાખા બધું સલામત છે. થોડાં પાંદડાં ખરી પડ્યા એમાં ચિંતા શું ?'

જે જીવન-મરણનો પ્રશ્ન બની જાય એવું તો જીવન જ હોઈ શકે ને ! એના સિવાયની ધન-પદવી વગેરે ભૌતિક વસ્તુ કરતાં બેશક જીવન જ મહામૂલું છે. આ શું સમજાવવાની વાત છે ? એટલે ધનને ખાતર આરોગ્યની સાથે ચેડાં કરવા એ ડહાપણ નથી એ સ્પષ્ટ છે.

તથા, આરોગ્યને જાળવી રાખનારો, છેવટે કાળી મહેનત કરીને પણ જીવનનિર્વાહને જરૂરી ધન તો પ્રાયઃ મેળવી જ લે છે. જ્યારે આરોગ્યને ફટકો મારી દેનારો, પછી લાખો-કરોડો કમાય ને ટ્રીટમેંટ પાછળ લાખો-કરોડો ખર્ચે તો પણ આરોગ્ય પાછું મેળવી શકતો નથી. ને બિલકુલ પરાધીન-લાચારીમય જીવન વીતાવવું પડે તો પણ નવાઈ નહીં. ટૂંકમાં આરોગ્યથી ધન પાછું મેળવી શકાય છે. પણ ધનથી આરોગ્ય પાછું મેળવી શકાતું નથી. માટે આરોગ્ય ગુમાવવામાં કંઈક ગુમાવ્યું છે.

વળી દુન્યવી દૃષ્ટિએ ધનની મહત્તા, એના દ્વારા જે સગવડ સુવિધા ને ઉપભોગની સામગ્રી દ્વારા મોજમજાહ કરી શકાય છે એના કારણે છે. આરોગ્યની પાયમાલી કરી નાખનારો છતી સંપત્તિએ આ બધાથી વંચિત રહે છે. પરિવારજનો, સ્વજનો ને મિત્રો... બધા આની સંપત્તિ પર લીલાલહેર કરતા હોય ને આના નસીબમાં ?

પથારીમાં એક પડખું ફેરવવું હોય તો પણ પગારદાર નોકરની પરાધીનતા. (પ્રેમાળ પત્નીની નહીં, એ તો શેઠાણી ! એને તો આની સંપત્તિ સાથે ને એ સંપત્તિ પર થતી જયાફત સાથે જ નિસ્બત !!) ખોરાકમાં માત્ર ચા-દૂધ કે મોસંબીનો રસ જ હોય ને તે પણ સેવક ચમચીએ ચમચીએ મુખમાં મૂકે ત્યારે. એટલે આરોગ્ય ગુમાવ્યા બાદ, ધન તો હોય તોય ગુમાવ્યા જેવું જ છે. માટે આરોગ્ય ગુમાવનારે કંઈક ગુમાવ્યું છે.

પણ જો જીવ, પોતાનું સચ્ચારિત્ર ગુમાવી દે છે તો એ આ ભવમાં તો પાછું મળતું નથી, પરલોકમાં પણ મળતું નથી. જીવને પાછી પ્રેરણા મળે, સચ્ચારિત્ર કેળવવાનું પ્રણિધાન બંધાય ને એને અનુરૂપ સતત સખત પુરુષાર્થ ફોરવાય. એ પછી જ ફરીથી એની પ્રાપ્તિ થાય છે. પણ એમાં હજારો, લાખો કે અસંખ્ય જનમ વીતી જાય કે કોઈકને અનંતકાળ વીતી જાય, તો પણ નવાઈ નહીં. માટે કહેવાય છે કે જો સચ્ચારિત્ર ગુમાવ્યું તો સઘળું ગુમાવ્યું. વળી સચ્ચારિત્ર ગુમાવ્યું એનો અર્થ જ જીવ દુશ્ચારિત્રનો શિકાર બની ગયો. પછી જ્યાં સુધી એની ચુંગાલમાંથી છૂટે નહીં ત્યાં સુધી દુરાચારમય ને દુર્ગુણમય જીવનો ને એના પ્રભાવે એવા ચીકણાં કર્મોનો બંધ કે જેથી દુર્ગતિઓની પરંપરા ને એમાં પણ દરેક જનમમાં ન આરોગ્યના ઠેકાણાં કે ન સંપત્તિના ઠેકાણાં.

આનું જીવતું જાગતું દૃષ્ટાંત એટલે અગ્નિશર્મા ! પૂર્વાવસ્થામાં ગુણસેને ગુજારેલો ભયંકર ત્રાસ ને પોતે તાપસ બન્યા પછી પણ ચૂકાવેલાં બે-બે પારણાં... લાગટ ત્રીજા માસખમણનો પ્રારંભ, છતાં કેવો સમતાભાવમાં આગળ વધેલો. ભલભલાનું દિલ ઓવારી જાય એવી દિલની ઉદારતા- ક્ષમા. પણ



ત્રીજું પારણું ચૂકવવા પર ક્ષમા ગુમાવી દીધી. તો ક્રોધનો શિકાર બની ગયો. પરિણામ ? ગુણસેન ક્રમશઃ ઉપર ઉપરના દેવલોકની સમૃદ્ધિઓના, સાધનાઓના અને ગુણોના શિખરો સર કરતો ગયો. છેવટે છેલ્લે સમરાદિત્યના ભવમાં સર્વકર્મનો ક્ષય કરી મોક્ષ પામી ગયો. અને અગ્નિશર્મા ! એ જ ગુણિયલ-પ્રેમાળ-નિર્દમ્ભ ગુણસેનનો પુત્ર-પત્ની-ભાઈ વગેરે બનવા છતાં અત્યંત કલુષિત સ્વભાવ, ભયંકર વૈરાનુબંધ, સતત છળકપટ ને વિશ્વાસઘાત વગેરે કારણે ઉચાટવાળું જીવન. ને આ બધાના પ્રભાવે વધારે ને વધારે ભયંકર નરકની યાતનાઓ. સમરાદિત્યના મોક્ષગમન પછી પણ અનંતકાળ સુધી સંસારમાં રિબામણ ભરેલું ભ્રમણ. ત્યાર પછી ફરીથી ક્ષમાને આત્મસાત્ કરી આત્મકલ્યાણ.

આપણે ચંડકૌશિકને પણ યાદ કરી લઈએ.

પ્રભુનું શાસન ન મળ્યું હોવા છતાં કેવું ગુણિયલ વ્યક્તિત્વ હતું. ગોભદ્રબ્રાહ્મણનું. ઘણી જ વિકટ આર્થિક પરિસ્થિતિ હોવા છતાં, છતી વિવિધકલાઓની કુશળતાએ અને છતાં પુરુષાર્થશીલવ્યક્તિત્વે, એ ધનોપાર્જન માટે કોઈ વિશેષ પ્રયત્ન કરતો જ નહોતો, કારણ કે અપૂર્વ સંતોષને ધરનારો હતો. જેવો ધન અંગે સંતોષ હતો એવો જ કામ અંગે સંતોષ હતો. રાત્રીનો સમય, જંગલનું એકાંત, દિવ્યવિમાન જેવું સ્થાન, પાસેના જ કમરામાં પોતાનો સાથીદાર એક યુવતી સાથે ભોગવિલાસમાં ગળાડૂબ છે. ને એ યુવતીની જ નાની બહેન અપ્સરાતુલ્ય રૂપવાળી યુવતી સામેથી આવીને કહે છે : 'આજની રાત મારે તમારી સાથે ભાર્યાની જેમ રહેવાનું છે.' તો પણ કોઈ જ ગલગલિયા નહીં. પોતાનું શીલ તો અખંડ રાખ્યું. પણ એ ભાર્યાભાવ દેખાડવા આવેલી સુંદરીને પણ વાસ્તવિક ભગિની બનાવી દીધી. સ્વગુણનો કોઈ અહંકાર-આપબડાઈ નહીં, અન્યની દુષ્ટપ્રવૃત્તિઓ જોવા-જાણવા છતાં કોઈ તિરસ્કાર નહીં, અત્યંત પરોપકારીપણું. ધનની આવશ્યકતા ઊભી થઈ છતાં એ માટે ન કલા વેચવાની તૈયારી કે ન યાચના કરવાની દીનતા, માન્ત્રિક-તાન્ત્રિક સંહારક શક્તિઓના કારણે અત્યંત શક્તિશાળી બે માનવીઓ

કે જેઓ પરસ્પર અપરાધના કારણે પરસ્પર ખતમ કરી નાખવાના તીવ્રવૈરવાળા હતા તેમનો વૈરભાવ છોડાવી પ્રીતિભાવ ઉત્પન્ન કરવાની ધીરજ અને કુનેહ... શ્રી મહાવીરચરિયં ગ્રંથમાં ગોભદ્રબ્રાહ્મણના પ્રસંગો વાંચીએ ત્યારે આવા તો એના અનેક સદ્‌ગુણો પ્રતીત થયા વિના રહેતા નથી.

આવો ગુણિયલ ગૃહસ્થ સંયમ લે પછી કાંઈ બાકી રાખે ? સચ્ચારિત્રનો ભવ્ય વિકાસ સાધ્યો. પણ ક્ષુલ્લકમુનિના 'મહારાજ ! દેડકી' 'મહારાજ ! દેડકી...' કરવા પર ક્ષમા ગુમાવી. ક્રોધાવિષ્ટ બન્યા. તો આગળના જન્મોમાં પણ, ક્ષમા જ નહીં, બધું જ સચ્ચારિત્ર ગુમાવ્યું. ઠેઠ દૃષ્ટિવિષસર્પ બનવા સુધી પહોંચ્યા. જીવનનું એક જ ધ્યેય, એક જ લક્ષ્ય, જેના પર દૃષ્ટિ પડે એને ખતમ કરો. ક્યાં ગોભદ્ર ને ક્યાં ચંડકૌશિક સર્પ ? એ તો કરુણાસાગર પ્રભુવીર મળ્યા. ચંડકૌશિકને પૂર્વભવોનું સ્મરણ કરાવ્યું. પાછી ક્ષમા સાધવાનું પ્રણિધાન કેળવાવ્યું. ને એ માટે પ્રચંડ પુરુષાર્થ કરાવ્યો. તો ચંડકૌશિક પાછો માર્ગે આવી ગયો. પણ પ્રભુવીર જો ન મળ્યા હોત તો એ જીવની શી ભવપરંપરા હોત ?

પ્રભુ મહાવીરનો જીવ ત્રીજા ભવે બન્યો છે મરીચિ. પ્રથમ તીર્થંકર અને પોતાના પિતામહ શ્રી ઋષભદેવ પ્રભુ પાસે સંયમજીવનનો ભારે વૈરાગ્ય સાથે સ્વીકાર કર્યો. સુંદર પાલન દ્વારા આત્માને મહાન્ બનાવ્યો. પણ પાછળથી શરીરની સુખશીલતા નડી. નિર્મળસાધનારૂપ સચ્ચારિત્ર ગુમાવ્યું ને શિથિલતાને પોષનારું ત્રિદંડીપણું સ્વીકાર્યું. તે ઠેઠ સોળમાં ભવે ફરીથી સચ્ચારિત્ર મળ્યું.

આવા તો ઢગલાબંધ દૃષ્ટાંતો છે. સદાચાર-સદ્‌ગુણોને એકવાર ગુમાવી દીધા પછી જનમ-જનમ વીતી જાય તો પણ એની પ્રાપ્તિ ખૂબ જ દુષ્કર હોય છે. વળી સચ્ચારિત્રને કેળવનારો પૂર્વના એવા કોઈ તીવ્રપાપના ઉદયે કદાચ એ ભવમાં આરોગ્ય કે શ્રીમંતાઈ ન પામે, તો પણ પછીના ભવથી એ ઉત્તરોત્તર વધુ ને વધુ સારા પામતો જ જાય છે. ગુણસેન આનું સચોટ ઉદાહરણ છે. જુઓ એની ભવપરંપરામાં વચ્ચે વચ્ચે થયેલા દેવલોકના ભવોમાં ક્રમશઃ ૧, ૫, ૯, ૧૫, ૧૮, ૨૦, ૩૦ અને ૩૩ સાગરોપમના આયુષ્ય



છે જે એની ઉત્તરોત્તર પ્રગતિને સૂચવે છે. વળી આ દેવલોકના ભવોના આંતરે આંતરે થયેલા મનુષ્યભવોમાં પણ એ બાહ્ય અને આભ્યંતર બન્ને સમૃદ્ધિઓમાં ઉત્તરોત્તર વધતો જાય છે. એટલે કે અગ્નિશર્મા જીવનો દરેક ભવમાં દંભીવ્યવહાર, વિશ્વાસઘાત ને મોત સુધીની હેરાનગતિઓ છતાં ગુણસેનના જીવે સરળતા-મૈત્રીભાવ-ક્ષમા વગેરે ગુણોને અને તદનુરૂપ સદાચારને છોડ્યા નહીં, પોતાનું સચ્ચારિત્ર જાળવી જ રાખ્યું. તો ઉત્તરોત્તર વધુ ઉત્તમ કક્ષાનું સચ્ચારિત્ર, ભવ્ય-ભવ્યતર સમૃદ્ધિઓ એ પામતો જ ગયો છે. આમ ધન વગેરેના ભોગે પણ સચ્ચારિત્રને જાળવી રાખનારો પરિણામે વધારે સારા ધન વગેરે પણ પામે જ છે.

આ વાતો પરથી નિશ્ચિત થાય છે કે ધન કરતાં આરોગ્ય મહત્ત્વનું છે અને આરોગ્ય કરતાં સચ્ચારિત્ર મહત્ત્વનું છે. ને તેથી જેનો પણ ભોગ આપવો પડે આપીએ, સચ્ચારિત્ર જાળવી જ રાખવું જોઈએ.

રાજસભામાં બહારથી સંગીતકારો આવ્યા. રાજાને સંગીત અત્યંત ગમી ગયું. અહીં જ રહો ને અવસરે અવસરે મને સંગીત પીરસતા રહો. રહી ગયા, એમને રહેવાની વ્યવસ્થા એક બહોળા પરિવાર સાથે રહેતા શેઠના મકાનની બાજુના જ મકાનમાં થઈ. રાજસભામાં તો અમુક વખત હોય, બાકી આખો દિવસ મકાનમાં જ વિવિધ રાગોની રિયાઝ ચાલુ જ હોય જેનો અવાજ શેઠના ઘરમાં પણ સતત ગુંજ્યા કરે. વળી એમાં તો માદક ગીતો ને માદક સંગીત પણ આવે. શેઠ ચોંકી ગયા. યુવાન વહુઓના ને યુવાન દીકરીઓના કાને આ અવાજ પડ્યા કરે તો એમના મનમાં વાસના-વિકારના કેવા તોફાનો પેદા થઈ શકે ? બધાના શીલ-સદાચાર-સદ્વિચારની રક્ષા કરવી જ જોઈએ.

તપાસ કરાવી. આ તો રાજાએ જ ગોઠવ્યા છે ને તેથી એમને હટાવવા સહેલા નથી, કાંઈ નહીં. જે કિંમત ચૂકવવી પડે એ ચૂકવીશું, પણ સદાચાર મહત્ત્વનો છે. શેઠે ખજાનામાંથી બહુમૂલ્ય દુર્લભ રત્નો કાઢ્યા. થાળ ભર્યો. રાજસભામાં ભેટણું લઈને પહોંચ્યા. રત્નોનો ચળકાટ જોઈને જ રાજાની આંખો પહોળી થઈ ગઈ. 'શેઠજી ! શું ઈચ્છા છે ?'

'રાજન્ ! બીજું તો કાંઈ નહીં, પણ ઘરમાં એક મંદિર કરવું છે, આપની સંમતિ-આશીર્વાદ જોઈએ.'

'શેઠજી ! આ તો ધર્મનું કામ, એમાં સંમતિની શી જરૂર ?'

'પણ રાજન્ ! ભગવાન્ આવે એટલે ભક્તિ ને ઢોલનગારાં ય આવે. કોઈને ગમે, કોઈને ના પણ ગમે. પાછળથી કોઈ ફરિયાદ કરે ને મંદિર માટે પ્રશ્ન ઊભો થાય. એના કરતાં પહેલેથી આપની સંમતિ હોય તો પછી કોઈ ચિંતા નહીં.'

'શેઠજી ! બનાવો મંદિર ને કરો ભક્તિ... મારી એકદમ રાજીખુશી છે.'

'ખૂબ ખૂબ આભાર, રાજન્ !'

બની ગયું મંદિર. પધાર્યા ભગવાન્. ચાલુ થઈ ગઈ ભક્તિ... શેઠે ઢોલનગારાવાળાને બોલાવ્યા. આખો દિવસ જોર જોરથી વગાડ્યા કરો. પછી તો પૂછવું જ શું ? આખો દિવસ ઢમ્ ઢમ્. સંગીતકારોને ભયંકર વિક્ષેપ, રિયાઝ કઈ રીતે કરવી ? રાજા પાસે ફરિયાદ... 'શેઠજીને તો સંમતિ આપેલી છે, ના નહીં પાડી શકાય. એમ કરો મંત્રીશ્વર ! સંગીતકારોનો મુકામ બદલી નાખો.' બદલાઈ ગયો ને શેઠજીને હાશકારો થયો. 'હાશ ! સદાચારનું જોખમ ટળી ગયું.'

પણ, આજે બહુ જ વિષમકાળ આવ્યો છે. બિલકુલ વિપરીતક્રમ થઈ ગયો હોય એવું લાગે. હાય-ફાય જીવનશૈલી અપનાવવી છે. પણ એ માટે પુરુષની કમાણી ઓછી પડે છે. એટલે પરિવારનો મહિલાવર્ગ પણ કમાવાની લ્હાયમાં પોતાના શીલસદાચારનો જુગાર ખેલે છે. નોકરીના સ્થાને બોસ વગેરે પુરુષો તરફથી કેવી હરકતો થતી હોય છે એ જગજાહેર છે. એ હરકતોને કમને પણ નિભાવવી જ પડે છે. ને પછી યૌવનને એ ગમવા લાગે છે. સ્વયં લપસવાનું ચાલુ થાય છે. ને લપસતાં લપસતાં સાવ છેલ્લા પગથિયાં સુધી લપસી ગયા તો જિંદગીભર એક ગુનાહિત લાગણી દિલને કોસ્યા જ કરે છે. લગ્ન બાદ પતિ જ્યારે પવિત્રતા અંગે પ્રશ્ન પૂછે ત્યારે સાચી વાત કહી શકાતી નથી. અને અત્યંત પ્રિયપાત્ર એવા પતિને દરેક વખતે ખોટો



જવાબ આપવો પડે છે. ભારે માયાચાર સેવવો પડે છે. દિલમાં સતત ડંખ રહ્યા કરે છે. ભવિષ્યમાં આ બધાના દારૂણ પરિણામો... એના કરતાં જિંદગીની થોડી હાઈ-ફાઈનેસ ઓછી પણ ચલાવી લેવાનું શીખ્યા હોત તો ? શું ફરક પડે છે ? બાકી વાસ્તવિક રીતે તો સદાચાર-સદ્ગુણમય જીવન એ હાઈ-ફાઈ જીવન છે. બધા જ નૈતિકમૂલ્યોની ઐસી તૈસી કરીને ધન કમાવવું ને એ ધનના જોરે બંગલો ભવ્ય હોય, કાર લૅટેસ્ટ મોડલની હોય, ઈન્ટીરીયર ડેકોરેશન નંબર વન હોય, વેશભૂષા પશ્ચિમી સંસ્કૃતિને (કે વિકૃતિને ?) અનુરૂપ હોય, સ્વપુરુષ કે પરપુરુષની આભડછેટ વિનાના હસી-મજાક, વાતો કે સ્પર્શાદિમાં કોઈ મર્યાદા ન હોય, ડાન્સ અને પાર્ટીના ઝાકઝમાલ જલસા હોય, પૈસો તો પાણીની જેમ ભોગવિલાસમાં જ વેરવાનો હોય. આવી બધી લાઈફસ્ટાઈલને હાય-ફાય માનનારાનો આત્મા ગટરક્લાસ જ હોય એવું નથી લાગતું ? બંગલાની ને ફર્નીચરની જ ભવ્યતા જોવાની ? આત્માની નહીં ? આત્માની ભવ્યતા તો કેવી હોય ?

અંગ્રેજોના કાળમાં વડાલાગામ ડુંગરી કહેવાતું. આઝાદી આવ્યા પછી ગામધણીની હકુમત ગઈ. ગામના ગિરાસદાર એવા બે ભાઈઓ સમય ઓળખીને જુદા થયા. બાપદાદાની મિલકતરૂપ વડાલા ગામને બેના ભાગમાં રાજીખુશીથી વહેંચી લીધું. માલમિલકત-જમીન-ઢોર-સોનુંરૂપું વગેરે બધાના યોગ્ય ભાગ કર્યા. ગામના પાદરે એક ૧૦૦ વીઘાની વાડી હતી. માત્ર એના ભાગ ન પાડ્યા, ને એ મોટાભાઈ વીરાના હિસ્સે રાખી, કારણકે મોટાભાઈ વીરાને નિશાનબાજીમાં રાજ્ય તરફથી ઈનામમાં મળી હતી. 'મોટાભાઈની કુશળતાને મળી છે. બાપદાદાની મિલકત ન ગણાય.' એમ સમજીને નાના રામભાઈએ પણ એનો ભાગ ન માગ્યો. ૨૦ વર્ષ વીતી ગયા. વીરાભાઈનું મૃત્યુ થયું. બન્નેના દીકરા યુવાન થઈ ગયેલા. કારભાર સંભાળી લીધો. ને પછી રામભાઈના દીકરાઓએ વાડીમાં ભાગ માગ્યો. વીરાભાઈના દીકરાઓએ સમજાવટથી કહ્યું : અમારા પિતાજીને ઈનામમાં મળી છે, કાકાએ પણ ભાગ માગ્યો નથી.

'ભલે, અમે માગીએ છીએ.' છેવટે કોર્ટ કચેરીના ચક્કર ચાલુ થયા. મુદત પડ્યા કરે છે. બન્ને પક્ષે ખર્ચ ચાલુ થયો. મોટાના દીકરાઓ સમજુ હતા. તેથી પિતરાઈઓને કહ્યું : કેસથી અંત નહીં આવે ને બન્ને ખતમ થઈ જઈશું.

'તો અમને વાડીમાં ભાગ આપી દો.'

'જો કાકા કહે કે મારો ભાગ છે, તો અડધી વાડી તમારી.'

'એ તો કહે જ છે ને !'

'કોર્ટમાં આવીને અમારી સમક્ષ કહેવું જોઈએ.'

'પછી ફરી નહીં જાઓ ને ?'

'ભગવાનના સોગંદ, નહીં ફરીએ.'

રામભાઈના દીકરાઓને હરખનો પાર નહીં. ભગવાને કૃપા કરી તે કાકાના દીકરાઓની બુદ્ધિ બહેર મારી ગઈ છે. અવળી મતિ સૂઝી છે. પાંચ લાખ મળી જ ગયા સમજો. આજથી લગભગ ૩૫ વરસ પહેલાં દસલાખની વાડી હતી. જેના આજે દસ કરોડથી ઓછા તો ન જ ગણાય. ઉછળતે હૈયે ગામમાં આવ્યા. સૌને વાત કરી. બધાને આશ્ચર્ય. વીરાભાઈના દીકરા થાપ ખાઈ ગયા. આવા કળજુગમાં આવો ભરોસો મૂકાતો હશે ? બે ચાર જણે એમને પૂછ્યું પણ ખરું. 'તમારા કાકાના કહેવા પર અડધો ભાગ આપી દેશો ?'

'હા... પણ અમારા કાકા છે, અમને ભરોસો છે.'

રામભાઈના દીકરા મા પાસે.. 'મા ! અડધો ભાગ મળી ગયો.'

'કેમ ? કેસ જીતી ગયા.'

'ના, હવે જીતીશું.' બધી વાત કરી. તું પણ પિતાજીને કહેજે મા ! કે ભાગ માગે.'

'ના, મારાથી એ ન કહેવાય, કારણ કે આખી જિંદગીમાં નથી કહ્યું.'

'ભલે, અમે કહીશું.' પિતા પાસે ગયા. બધી વાત કરી. રામભાઈ હસ્યા. ભત્રીજા પણ ખરા નીકળ્યા, મારા બેટા ! મને સાક્ષી બનાવ્યો. 'બાપુજી ! તમારે કોર્ટમાં આવવાનું છે.'



'અમે બન્ને ભાઈમાંથી ક્યારેય કોઈ કોર્ટમાં ગયું નથી.'

'ભલે, હવે આવજો.'

'હા, એ તો તમારો આગ્રહ છે ને એમણે મને જ સાક્ષી બનાવ્યો છે તે મારે આવવું જ પડશે ને !' દીકરાઓ ખુશ. પિતાજીને અવસરે અવસરે ચકાસી રહ્યા છે. પોતાની ફેવર માટે તૈયાર કરી રહ્યા છે ને વિશ્વાસમાં આગળ વધી રહ્યા છે. તારીખ આવી. બધા કોર્ટમાં પહોંચ્યા. સામેવાળાના વકીલે રામભાઈનો સાક્ષી તરીકે પરિચય કરાવ્યો. સાક્ષીના પાંજરામાં ગોઠવાયા. ધર્મગ્રંથપર પ્રસન્નવદને સોગંદ. દીકરાઓ ખુશ છે. પિતરાઈઓ સામે જોઈને વિચારે છે. 'તમારા કાકા છે, પણ અમારા તો પિતાજી છે. હવે પાંચલાખ હાથવેંતમાં છે.' ભત્રીજાઓ ચિંતામાં છે. ક્યાંક કાકાનો પુત્રમોહ જીતી ન જાય. સામેના વકીલે પૂછ્યું : 'વહેંચણી વખતે આ વાડીના ભાગ નહોતા પાડ્યા ?'

'ના, નહોતા પાડ્યા.'

'તમારો ભાગ છે એ વાત સાચી ?' રામભાઈ વિચારમાં પડી ગયા. 'કેમ કહેતા નથી ?'

'વિચારીને કહું ને ? આ કાંઈ નાની સૂની વાત નથી. વળી અમારું જ લોહી ઝગડે છે.'

'તમે સાચું બોલો એટલે ઝગડો પૂરો. કારણ કે તમે કહેશો એ બન્નેને માન્ય છે.'

'અમારો કોઈ ભાગ નથી. ને એ માગવાનો અમારો અધિકાર પણ નથી.' બેય દીકરાઓને તો જાણે કે માથે આભ પડ્યું. ધગધગતી આંખે જોઈને બોલ્યા : 'બાપુ ! કાંઠે આવેલું અમારું વહાણ તમે ડૂબાડ્યું.'

'વહાણ તો તમે ડૂબાડવાના હતા, બેટા ! આપણી સાત પેઢીની ખાનદાની માત્ર પાંચલાખમાં વેંચવા તૈયાર થઈ ગયેલા. પણ એ એમ થોડી વેંચી શકાય ? આખા મલકને આપણા ખોરડા પર વિશ્વાસ છે ને એ વિશ્વાસ અકબંધ રહેશે.'

આ ખરું હાયફાય જીવન છે, કારણ કે જીવન જીવનું હોય છે, બંગલાનું કે ફર્નીચરનું નહીં. ને જીવની (આત્માની) ભવ્યતા આ જ છે. આ સચ્ચારિત્ર છે ને એ ધન કરતાં લાખોગણું મહામૂલું છે જ.

આમ વિશ્વમાં સદાચાર-સદ્‌ગુણથી વધીને કોઈ ચીજ નથી, પ્રાણ સુદ્ધાં નહીં, માટે જ મહાસતીઓ શીલનું જોખમ ઊભું થઈ જાય તો પ્રાણ છોડી દેવામાં પણ કોઈ હિચકિચાટ અનુભવતી નથી. આ રીતે શીલ રક્ષા માટે પ્રાણની આહૂતિ આપી દેનારના આત્માને નુકશાન નહીં, પણ અપરંપાર લાભ જ લાભ થતો હોય છે. કારણકે કુદરત પ્રાણના ભોગે પણ થયેલા શીલ પાલનની બહુ જ ઊંચી કદર કરે છે. જે ભૌતિકસમૃદ્ધિ સાથેના જે ક્વોલિટીના પ્રાણોને એ વ્યક્તિ છોડે છે એના કરતાં લાખોગણી અધિક સમૃદ્ધિ સાથેના લાખો દરજ્જે વધારે ઊંચી ક્વોલિટીવાળા પ્રાણ એ જીવને કુદરત આપે છે.

શીલ-સદાચાર અને સદ્‌ગુણ માટે સંપત્તિ-સમય-સ્વજન કે શરીર જે કાંઈ પણ છોડવું પડે-છોડવામાં આવે તો આ સોદો જીવને ક્યારેય નુકશાનમાં ઊતારતો નથી, પણ લાભ જ લાભ કરાવી આપનારો નીવડે છે.

આ બધી વાતો પરથી નક્કી થાય છે કે સંપત્તિ કરતાં આરોગ્ય ને આરોગ્ય કરતાં સચ્ચારિત્ર વધારે મહત્ત્વના છે. એટલે નુકશાન પાંચ-પચ્ચીશ રૂપિયાનું હોય, પાંચ-પચ્ચીશ લાખનું હોય કે પાંચ-પચ્ચીશ કરોડનું હોય, એ માંકડનો ચટકો જ છે ને ક્રોધને વશ થવું એ ઉંદર બિલાડીને શરણે જવા જેવું જ છે.

**પ્રશ્ન :** આનો અર્થ તો એ થયો કે પાંચ-પચ્ચીશ લાખનું નુકશાન થતું હોય તો પણ કાંઈ કરવું જ નહીં. હાથ જોડીને બેસી રહેવું. નુકશાન થવા દેવું.

**ઉત્તર :** જ્ઞાનીપુરુષો ઉચિત લોકવ્યવહારનો ક્યારેય નિષેધ કરનારા હોય નહીં. 'લેણાંની રકમ આવતી ન હોય તો ઉઘરાણી પણ ન કરવી.' આવું તેઓ કહે નહીં.



**પ્રશ્ન :** પણ ઉઘરાણી કરવામાં કડકાઈ જોઈએ જ, ને કડકાઈ કરવા જતાં ક્રોધ પણ આવી જ જાય છે.

**ઉત્તર :** જો સત્ત્વ હોય તો ઉઘરાણી છોડી જ દેવી. ઉઘરાણીને આવવું હોય તો આવે, ન આવવું હોય તો પાંચ-પચ્ચીશ લાખ ભલે ડૂબી જાય. પણ મને ગુસ્સો પાલવે નહીં. સંપત્તિના ભોગે હું ક્ષમાને સાચવી લઈશ.તો કુદરત મારી કદર કરશે જ.

**પ્રશ્ન :** પણ એટલું સત્ત્વ ન હોય તો ? વળી આપણે પણ કોકની પાસે પૈસા લીધા હોય. એ લેણદાર પઠાણી ઉઘરાણી કરતો હોય. આપણને જ નહીં. આખા પરિવારને કનડ્યા કરતો હોય તો ?

**ઉત્તર :** એટલે જ જ્ઞાનીઓએ આવા અર્થવ્યવહારોનો નિષેધ કર્યો છે. 'દુનિયાના પૈસે પોતે કમાવવા નીકળવું ને ગરબડ થઈ જાય તો નાદારી નોંધાવીને લોકોના પૈસા ડૂબાડી દેવા.' આ પશ્ચિમની વિકૃતિ છે, આપણી સંસ્કૃતિ નહીં. છતાં આવી પરિસ્થિતિમાં મૂકાઈ જ ગયા છીએ ને તેથી ઉઘરાણી દરમ્યાન ગુસ્સો પણ આવી જ જાય છે, તો પણ એને કર્તવ્ય તો ન જ માનવો. એનો મનમાં રંજ જ અનુભવવો. અવકાશના સમયે 'હું અંગારા મેળવવા માટે ચંદન બાળી રહ્યો છું.'

'હું એક ખીલી માટે આખો મહેલ ઉદ્ધ્વસ્ત કરી રહ્યો છું.'

'જીવ ! અંતરાયો ન હટે ત્યાં સુધી રકમ પાછી આવવાની જ નથી. પછી ગુસ્સો કરીને તારા ક્ષમાગુણને શા માટે રફેદફે કરી નાખે છે ?'

'જીવ ! ધ્યાન રાખજે, ક્રોધ વૈરનું સ્વરૂપ ન પકડી લે. દેવાદારની અન્ય હેરાનગતિઓ જોઈને ખુશી ન અનુભવીશ. એને મારી નાખવા સુધીની ધમકીઓ આપે એવા ટપોરીઓની સહાય લેવાનું ભૂલેચૂકે પણ વિચારીશ નહીં. એનું પણ કલ્યાણ થાય એવી જ પ્રભુને પ્રાર્થના કરજે.' આવું બધું ચિંતન કરતા રહેવું જોઈએ.

કડક ઉઘરાણી કરવા છતાં પૈસા ન આવે. એકવાર ગુસ્સો કર્યો.

બીજીવાર કર્યો. વારંવાર કરતા ગયા. દરેક વખતે કરતા ગયા. વળી ગુસ્સો ચીજ એવી છે કે એ કરવા છતાં કામ ન થવા પર એની માત્રા વધતી જ જાય છે. પછી તો દરેક વખતે આસમાને પહોંચતો ધમધમાટ... ક્ષમા તો એવી ડઘાઈ જાય છે - એવી ડરી જાય છે કે પછી બે-ચાર દિવસ-મહિના કે વરસ પછી જ નહીં, બે-ચાર ભવ પછી પણ પાછા ડોકાવાની હિંમત કરતી નથી. ત્યાં સુધીમાં સંપત્તિ તો કેટલીય વાર આવી ને કેટલીય વાર ગઈ. (આશ્ચર્ય તો એ હોય છે કે ઉંધુ ચત્તું કરીને પણ રોકાયેલા પૈસા છૂટા કરાવ્યા. પણ એ છૂટા થાય એટલે તરત પાછો પ્રશ્ન થતો હોય છે કે હવે ક્યાં રોકું ? અલ્યા ! રોકવા જ હતા તો રોકાયેલા જ હતા ને ! છૂટા શા માટે કર્યા ?) એટલે સંપત્તિ કરતાં ક્ષમા મહત્ત્વની છે. ને તેથી ગમે તેવું નુકશાન વેઠવું પડે તો પણ એ ક્રોધનું-વેરનું નિમિત્ત તો બની શકતું નથી જ.

આ મહત્ત્વની વાત આપણે સમજી રાખવા જેવી છે કે નફા અને નુકશાનના બજાર અલગ નથી હોતા. નફો બજારમાં-દુકાનમાં થાય અને નુકશાન ઘરમાં થાય આવું હોતું નથી. જ્યાં નફો થાય છે ત્યાં જ નુકશાનની પણ સંભાવના હોય છે. એમ ક્ષમા અને ક્રોધના બજારો અલગ હોતા નથી. જે અવસર ક્રોધના હોય છે એ જ ક્ષમાના હોય છે. અન્યના જેવા વર્તન-વ્યવહાર પર આપણને ગુસ્સો આવે છે એવા જ વર્તન-વ્યવહાર પર પૂર્વના મહર્ષિઓએ ક્ષમાને કેળવેલી હતી.

કોઈએ ગાળ આપી, કોઈએ અપમાન કર્યું, જૂઠો આરોપ લગાવ્યો, કટુવેણ સંભળાવ્યા, આપણી નિંદા કરી, ચીજ-વસ્તુ તોડીફોડી નાખી, થપ્પડ વગેરે માર્યા, પૈસા ડૂબાડ્યા, આવી બધી અન્યની જે હરકતોને આપણે ક્રોધનું નિમિત્ત કહીએ છીએ. એમાંની એકપણ હરકતને કુદરત ક્રોધના નિમિત્ત તરીકે માનવા તૈયાર નથી. એ તો દરેકને ક્ષમાનું જ નિમિત્ત માને છે.

એક જ વ્યક્તિ તરફથી વારંવાર અનેક પ્રકારની કનડગતો થયા કરે ને એના કારણે ખૂબ ખૂબ ભયંકર વેદનાઓ વેઠ્યા કરવી પડે. આ બધાના અસરકારક વર્ણનથી આપણે આખી દુનિયાને કન્વિંસ કરી શકીએ. ને આખી



દુનિયા 'આટલો બધો ત્રાસ હોય તો તો ગુસ્સો આવે જ ને ! એ સહજ છે !' આમ કહે તો પણ કર્મસત્તા ગુસ્સાને ચલાવી લેવા તૈયાર નથી. એ તો કહે છે 'જે કાંઈ સહન કરવાનું આવે એ બધું ક્ષમાનું જ નિમિત્ત છે. તારે ક્ષમા જ રાખવાની. ગુસ્સો કરવાનો તને અધિકાર નથી.' અગ્નિશર્માએ કેટલું વેઠ્યું હતું ? પહેલાં મશ્કરીઓ, પછી એમાં કઠોરતા ને ક્રૂરતા ભળી અને પછી ત્રણ ત્રણ વાર ગુણસેને માસક્ષમણનું પારણું ચૂકવ્યું છે.

હવે આપણે આપણી જાતને અગ્નિશર્માની જગ્યાએ ગોઠવીને વિચાર કરવાનો છે. 'ભારે તકેદારી રાખવાની બાબત હોય, કોઈપણ હાલતમાં ગરબડ ન જ થવા દઉં એવો ગર્ભિત એકરાર હોય.' એવી બાબતમાં, પૂર્વે ભયંકર કક્ષાની ક્રૂર મશ્કરીઓનો વારંવાર ત્રાસ આપી ચૂકેલી વ્યક્તિ એકવાર ગરબડ કરે ને પછી શિરોવેદનાનું કારણ આગળ ધરે. બીજીવાર ગરબડ કરે ને અચાનક યુદ્ધની પરિસ્થિતિને આગળ ધરે. ને પાછી ત્રીજીવાર ગરબડ કરે. આપણને એ વ્યક્તિ માટે શું વિચાર આવે ? 'આગળ-પાછળ ક્યારેય નહીં એ જ દિવસે એકદમ માથું દુઃખવા આવ્યું ? વળી મહિના પછી પાછા પારણાના જ દિવસે અચાનક યુદ્ધ આવી પડ્યું ? આ બધા બહાના છે. માથું દુઃખવાનો પણ ઢોંગ હતો. ને યુદ્ધની વાતો પણ એક સ્ટંટ સિવાય બીજું કશું નથી. પારણાના લાભ આપવાની વિનંતી, એનો ભારોભાર આગ્રહ-પારણું ચૂકવ્યાનો ભારે રંજ, આંસુઓનો ધોધ, આ બધું જ દેખાડો હતો. ફરી ફરી પારણાનો સ્વીકાર કરાવીને પારણું ચૂકવી હેરાન કરવા માટેની જ આ બધી ચાલ હતી.' આવા બધા જ વિચાર આવે ને ? ને આવા વિચાર આવે એટલે ગુસ્સો જ આવે ને ? આપણને એકલાને જ કે સામાન્યથી કોઈપણ વ્યક્તિને ? એટલે અગ્નિશર્માએ ગુણસેન તરફથી જે સહન કર્યું છે. વળી બબ્બે પારણા ચૂકાયા ને તપ આગળ વધ્યો તો પણ એણે સમતા જ વધારી છે. આટલું બધું થયા પછી ગુણસેને ત્રીજીવાર પારણું ચૂકવ્યું. આટલી ભયંકર કનડગત પછી કરેલા ગુસ્સાને પણ કર્મસત્તાએ માન્ય કર્યો નથી. અને અગ્નિશર્માના એ ગુસ્સાને અપરાધ લેખવી એની કડક સજા પણ કરી જ છે.

પાલકે પોતાના અંગત વૈરની તૃપ્તિ માટે રાજાને ખોટી વાત ઠસાવી સજા કરવાનો અધિકાર મેળવી લીધો છે. ખંધકસૂરિ તથા તેમના ૫૦૦ શિષ્યોને જીવતે જીવ પીલી નાખવા માટે યાંત્રિક ઘાણી ઊભી કરી છે. વગર વાંકે પ્રાણપ્રિય ૪૯૯ શિષ્યોને પીલી નાખ્યા. હવે છેલ્લા બહુ જ નાના-નાજુક-સુકોમળ બાળમુનિ છે. 'ભાઈ ! આને પીલાતા હું જોઈ નહીં શકું. માટે પહેલાં મને પીલી નાખ.' આટલી નજીવી વિનંતીનો પણ પાલકે ધરાર ઈનકાર કરી બાળમુનિને જ પ્રથમ પીલ્યા અને પછી ખંધકસૂરિને પીલ્યા. પાલકના આવા ઘોર અત્યાચાર પર ખંધકસૂરિએ કરેલા ગુસ્સાને પણ કર્મસત્તાએ માફ કર્યો નથી, ને એની ક્રૂર સજા કરી જ છે.

કુરુટ-ઉત્કુરુટ બન્ને બંધુમુનિવરો છે. તીવ્રતપ અને નિર્મળસંયમ સાધના પર અનેક લબ્ધિઓ આવીને વરેલી છે. ક્રમશઃ કુણાલામાં ચોમાસુ રોકાયા છે. યોગાનુયોગ મેઘરાજા રીસાયા છે. વરસાદનું તો ટીપું ય નથી. પણ આકાશમાં એક પાતળી વાદળીના પણ દર્શન નથી. અજ્ઞાનલોક ખોટી કલ્પનામાં ચડ્યું. મહારાજે વરસાદને બાંધી રાખ્યો છે ને મહાત્માઓને કનડવાનું ચાલુ થયું. કોઈ આક્રોશભરેલા વચનો કહે છે. કોઈ ગાળાગાળી કરે છે. કોઈ મહાત્માઓને ધક્કે ચડાવે છે. પણ મહાત્માઓ પોતાની મૌન સાધનામાં રત છે. સામો પ્રહાર તો નહીં, પ્રતિકાર પણ નહીં. ફરિયાદનો સૂર પણ નહીં. બધું જ સમતાભાવે સહન કરતા જાય છે. દિવસો વીતતા જાય છે ને લોકો તરફથી ત્રાસ પણ વધતો ગયો. કોઈ થૂંકે છે, કોઈ થપ્પડ મારે છે. ઓર દિવસો વધતા ગયા. હવે તો લોકો બેફામ બન્યા છે. મહાત્માઓની સમતાને કાયરતા-લાચારી સમજી દંડા ફટકારે છે. લોહીલૂહાણ કરી નાખે છે. ને બન્ને મહાત્માઓની કમાન છટકી. મેઘરાજાને પંદર દિવસ સુધી દિવસ-રાત મુસળધાર વરસવાનું આહ્વાન કર્યું. લબ્ધિધર મહાત્માઓનું વચન નિષ્ફળ જાય એમ નહોતું. આખો મુલક તારાજ થઈ ગયો. તણાઈ ગયો. ને સાથે સાથે અવ્વલ કક્ષાના સાધક મહાત્માઓ પણ સાતમી નરકમાં તણાઈ ગયા. કર્મસત્તાએ એમના ગુસ્સાને માફ ન કર્યો.



કર્મસત્તા બહુ સ્પષ્ટ છે. એ કહે છે કે 'ન્યાય મારે કરવાનો છે. દુનિયાએ નહીં. આખી દુનિયા જેને ક્ષન્તવ્ય માને એ ગુસ્સો પણ મારા કાનૂનમાં ક્ષન્તવ્ય નથી. મારા કાનૂનમાં તો ગુસ્સો માત્ર અક્ષન્તવ્ય છે.'

પ્રશ્ન : પણ સામી વ્યક્તિ જ આપણા ક્રોધને ઉશ્કેરતી હોય તો ?

ઉત્તર : સામો શું કરે છે ? એ જોવા-વિચારવાનો આપણને અધિકાર નથી. આશય આ છે કે વિ.સં. ૨૦૩૮ નું અમારું ચોમાસું પાલનપુર હતું. સ્વ. પૂ. ગુરુદેવ શ્રી વિજયભુવનભાનુસૂરીશ્વરજી મ.સા. સપરિવાર પાલનપુર તરફના વિહારમાં હતા. વચ્ચે એક મધ્યમકક્ષાનું શહેર આવ્યું. ત્યાં એક વયોવૃદ્ધ આચાર્ય પોતાના મોટા શિષ્ય પરિવાર સાથે રોકાયેલા હતા. અવસ્થાના કારણે એમની પરિસ્થિતિ ગંભીર હતી. સ્વ. પૂ.ગુરુદેવશ્રી તો નિર્યામણા કરાવવામાં અત્યંત નિપુણ પણ ખરા ને રસિક પણ ખરા. એ વયોવૃદ્ધ સીરિયસ મહાત્માની સમાધિ માટે દસેક દિવસ ત્યાં રોકાવાનો નિશ્ચય કરીને રોકાયા. ત્યાં વીસ આસપાસની ઉંમરના કેટલાક યુવાન મહાત્માઓ હતા. ગુરુદેવ તો શાસનને વરેલા. પોતાના - પરાયાપણાંની ભાવનાથી પર. 'આ સાધુઓ મારા શિષ્ય ભલે નથી. પણ મારા શાસનના તો છે. તેઓ ભણશે-ગણશે તો મારા પ્રભુના શાસનને અજવાળશે.' આવી ઉદાત્ત ભાવનાથી એમને ભણાવવાનો નિશ્ચય કર્યો. શાસ્ત્રોના રહસ્યો પામવા માટે તર્કશક્તિ જોઈએ. ને તર્કશક્તિ વિકસાવવા માટે સામાન્ય રીતે ન્યાયદર્શનના ગ્રંથોનું આપણે ત્યાં અધ્યયન થાય છે. પણ ન્યાયદર્શનની પ્રાથમિક પરિભાષા જ એવી કઠિન ને મગજનું દહીં કરનારી કે જેથી વિદ્યાર્થીઓ ડરીને ભણવાનું જ છોડી દે. કદાચ ન છોડે તો પણ આગળના ગ્રંથો દુર્ગમ બની જાય. પૂ. ગુરુદેવશ્રી તો ન્યાયવિશારદ. ન્યાયગ્રંથોનું પુનઃ પુનઃ ઊંડું પરિશીલન કરીને તેઓશ્રીએ એક ગ્રંથ રચ્યો : 'ન્યાયભૂમિકા.' કાશી બનારસના દિગ્ગજ પંડિતો પણ જે ગ્રંથ જોઈને મોંમાં આંગળાં નાખી ગયા કે 'સેંકડો વર્ષોમાં અમારા પંડિતો જે સરળતા નથી લાવી શક્યા એ તમે લાવ્યા છો.'

ગુરુદેવે સામેથી એ યુવાન મહાત્માઓને કહ્યું કે મારા ૮-૧૦ દિવસના

રોકાણ દરમ્યાન તમને ન્યાયભૂમિકા ગ્રંથ કરાવી દઉં, જેથી આગળના ગ્રંથો સરળ બની જાય. શ્રી સંઘમાં અત્યંત લબ્ધપ્રતિષ્ઠ ને આવા મોટા મહાત્મા સામેથી કહે એટલે ના તો શી રીતે પડાય ? પાઠ શરૂ થયો. પણ આ મહાત્માઓ જાણે કે જન્મજાત વૈરી ન હોય એમ શ્રદ્ધા-બહુમાનના સ્થાને ખૂબ વિચિત્ર લાગે એવું દ્વેષ પ્રયુક્ત વર્તન જ કર્યા કરતાં. એ જોઈને અમારા મહાત્માઓ જરા સમસમી જતા. એક દિવસ ફરિયાદ કરી : ગુરુદેવ ! આપ તો અપ્રમત્ત સાધક છો. 'ચોવીશ કલાકમાં છવ્વીસ કલાકનું કામ રાખવું જેથી એક મિનીટ પણ વ્યર્થ ન જાય.' એવો આપનો સિદ્ધાંત. અત્યંત ટાઈટ શીડ્યુઅલમાંથી પણ ગમે તે રીતે સમય કાઢીને આપશ્રી મહાત્માઓને ભણાવી રહ્યા છો. પણ આ મહાત્માઓને તો કશી પડી નથી. ઉપરથી આપશ્રીની માનહાનિ થાય એવું વિચિત્ર વર્તન કર્યા કરે છે. તો પાઠ બંધ કરી દોને ! આપણે ભણાવવાની શી જરૂર છે ?

ત્યારે ગુરુદેવે એ શિષ્યોને જે વાક્ય કહ્યું તે આપણે સહુએ આપણી દિલની ડાયરીમાં નોંધી લેવા જેવું છે. તેઓશ્રીએ કહ્યું કે : **કર્મસત્તા જ્યારે લેખાજોખા કરવા બેસે છે ત્યારે કોણે શું કર્યું ? (કેવું વર્તન કર્યું ?) એ નથી જોતી. પણ આપણે શું કર્યું ? એ જ જુએ છે.**

હા, આ બહુ સમજવા જેવું છે. કર્મસત્તા જ્યારે આપણી ફાઈલ ખોલીને બેસે છે ત્યારે બીજાની કોઈની ફાઈલ ખોલતી નથી. કર્મસત્તા જાણે કે કહે છે : બીજાએ શું કર્યું છે ? એ તો જ્યારે એની ફાઈલ ખોલીશ ત્યારે જોઈશ. હાલ તો તારી જ ફાઈલ ખોલી છે. ને એમાં ગુસ્સો જો વંચાય છે તો કડક સજા કરીશ. ક્ષમા જો વંચાય છે તો ભવ્ય ઈનામ આપીશ.

ગુણસેને અગ્નિશર્માનો વારંવાર ક્રૂર ઉપહાસ કર્યો છે. ત્રણ-ત્રણવાર પારણું ચૂકવ્યું છે. પણ કર્મસત્તા અગ્નિશર્માને જાણે કે કહે છે : ગુણસેનની ફાઈલ તો કોઈક કબાટના કોઈક ખાનામાં દટાયેલી પડી હશે. હાલ તો મારા હાથમાં તારી જ ફાઈલ છે. ને એમાં તો ભયંકર ક્રોધ, વૈરની તીવ્રગાંઠ, ગુણસેનને ભવોભવ મારવાનું નિયાણું... આવું બધું જ વંચાય છે. જે ઘોર



અપરાધરૂપ છે. આની સજારૂપે તારે નરકાદિમાં અનંતકાળ સુધી ભયંકર યાતનાઓ વેઠવી જ પડશે. ગુણસેને શું કર્યું છે ? એ તો એની ફાઈલ જ્યારે હાથમાં લઈશ ત્યારે જ હું વાંચીશ-વિચારીશ.

સીધી વાત છે. જ્યારે નફા-નુકશાનનો હિસાબ માંડવાનો હોય છે ત્યારે વેપારી પોતાના જ ચોપડા જુએ છે. બાજુવાળાએ શું નફા-નુકશાન કર્યા છે કે ફલાણા વેપારીનો ચોપડો શું બોલે છે ? એ થોડું જુએ છે ?

હોસ્પીટલમાં ભરતી થયેલા દર્દીનો રસ શેમાં ? આ ડાબી બાજુના દર્દીની ફાઈલ શું કહે છે ? ને જમણી બાજુના દર્દીની ફાઈલ શું કહે છે ? એમાં કે મારી ફાઈલ શું કહે છે ? એમાં ? પોતાની ફાઈલ હાથમાં લીધા પછી પણ તજજ્ઞ ડોક્ટર પડોશી દર્દીની ફાઈલની ચર્ચા કરે તો દર્દી અકળાઈ જાય છે.

આપણી ફાઈલમાં પણ જે પૃષ્ઠ પર આપણા સત્કાર્યોની નોંધ છે એ પૃષ્ઠનો નંબર આવે ત્યારે જ કર્મસત્તા બીજાની ફાઈલમાં ચંચૂપાત કરે અને આપણા સોનેરી પૃષ્ઠને નજરઅંદાજ કરે તો શું એ આપણને પાલવશે ? એટલે જ કર્મસત્તા તો કહી રહી છે કે 'જ્યારે જેની ફાઈલ હાથમાં લીધી ત્યારે એ જ જોવાની. બીજાની ફાઈલમાં જોવાનું જ નહીં.'

એટલે આપણે 'એણે મને કેવી ગાળો ભાંડેલી, દિલને આરપાર વીંધી નાખે એવા કેવાં મર્મભેદી વચનો કહેલાં, કેવો કેવો ત્રાસ ગુજારેલો' આવું બધું આપણા બચાવમાં જે કાંઈ કહીએ એનો કશો મતલબ રહેતો નથી. કર્મસત્તા કહે છે : તું બીજાની ફાઈલ ખોલ જ નહીં. તારી જ ફાઈલની વાત કર કે તેં શું કર્યું છે ?'

આપણે કેદીના દૃષ્ટાંતના પરિપ્રેક્ષ્યમાં વિચારીએ તો ગાળ આપનારો - મારપીટ કરનારો કે કોઈપણ પ્રકારનો ત્રાસ આપનારો... બધા કર્મસત્તાની કોર્ટના કર્મચારી જેલર જ છે. જેલર કોર્ટના હુકમ મુજબ કેદીને વિવિધ સજા કરે કે કોર્ટનો ઑર્ડર હોય તો ફાંસીના માંચડે લટકાવીને મારી પણ નાખે. કેદીને ક્યાંય પણ ગુસ્સો કરવાનો અધિકાર મળે ખરો ? જે કાંઈ સજા

થાય, કેદીએ શાંતિથી એ સહન જ કરી લેવાની હોય છે. દેહાંતદંડની સજા થાય તો પણ કેદીને ગુસ્સો કરવાનો પરવાનો કોર્ટ આપતી જ નથી.

કર્મસત્તાની કોર્ટની પણ આ જ રીતરસમ છે. સજા નાની હોય કે મોટી હોય... સજા એ સજા જ છે. તારા જ ગુનાની સજા છે. એ શાંતિથી ભોગવી લેવી એ જ તારી ફરજ છે. એટલે નુકશાન પાંચ રૂપિયાનું હોય, પાંચ લાખનું હોય કે પાંચ અબજનું હોય. ગુસ્સો કરવાનો અધિકાર તને મળી જતો નથી. થપ્પડ ખાવી પડે, હાથપગ ભાંગે કે પ્રાણ જાય. તારા ક્રોધને કર્મસત્તા ચલાવી લેશે નહીં.

માટે નક્કી કરવું જોઈએ કે મારે જો કર્મસત્તાની કોર્ટ તરફથી વધારે સજા ન જોઈતી હોય ને ઉપરથી ભવ્ય ઈનામ જોઈતા હોય તો સહન કરવાના જે કાંઈ પ્રસંગો ઉપસ્થિત થાય, મારે ક્ષમા જ રાખવાની, ક્રોધ કરવાનો નહીં. એટલે કે સહન કરવાના દરેક પ્રસંગો ક્ષમાના જ અવસર છે, ક્રોધના નહીં.

દિવસમાં દસ નિમિત્ત મળે તો દસેવાર અંદરથી ક્રોધ જ ઊઠે છે, ક્ષમાનું સંગીત દિલમાં એકેવાર રેલાતું નથી.

ક્રોધ એકદમ સાહજિક લાગે છે. ક્ષમા માટે ઘણો સંઘર્ષ કરવો પડે છે. 'હવેથી ગુસ્સો કરવો નહીં' આવો દિલથી સંકલ્પ કર્યો હોવા છતાં પ્રસંગ બનવા પર ગુસ્સો આવી જ જાય છે. સંકલ્પનું તો ક્યાંય સુરસુરીયું થઈ જાય છે.

ગુસ્સાના નુકશાનો અનેકવાર અનુભવ્યા હોવા છતાં તેમજ ઉપદેશમાં પણ ગુસ્સો ખરાબ-અકર્તવ્ય છે એ વાત વારંવાર સમજાવાતી હોવા છતાં દિલ ગુસ્સાનો પક્ષપાત છોડી શકતું નથી. અને 'ગુસ્સા વગર કોઈ કામ જ થાય નહીં. ગુસ્સો ન કરીએ તો નમાલા દેખાઈએ. ગુસ્સો ન કરીએ તો બધા માથે ચડી બેસે.' આવા બધા સૂર છેડ્યા જ કરે છે.

આ અને આવી અન્ય હકીકતો ધ્વનિત કરે છે કે અનંતભૂતકાળમાં અનંતા પ્રસંગો બન્યા. જીવે સ્વરુચિથી ગુસ્સો જ કર્યો છે, ક્ષમા ક્યારેય રાખી નથી. અને તેથી જીવનું અસ્તિત્વ જાણે કે ક્રોધમય બની ગયું છે.



આ જ કારણ છે કે વર્તમાનમાં પણ તે તે પ્રસંગે અંદરથી તો ક્રોધની જ પ્રેરણા મળે છે, ક્ષમાની ક્યારેય નહીં. હવે, ક્રોધના દારુણ વિપાકો સમજાવા પર જીવના અસ્તિત્વને ક્ષમામય બનાવવાની જો ઈચ્છા છે, તો ક્રોધના નુકશાનો અને ક્ષમાના લાભોને જણાવનાર ઉપદેશ વચનોનું વારંવાર પારાયણ જરૂરી છે અને સાથે સાથે એવા પ્રસંગોપણ જાણે કે જરૂરી છે.

એક સંન્યાસી ક્રોધમાં તો જાણે કે દુર્વાસાનો અવતાર, નિમિત્ત મળ્યું નથી ને બોઈલર ફાટ્યું નથી. પોતાના ક્રોધથી પોતે જ ત્રાસી જવા પર હિમાલયમાં નિર્જન પ્રદેશમાં પહોંચી ગયો. ત્રીસ વરસ ત્યાં રહ્યો. આ દીર્ઘકાળ દરમ્યાન ક્યારેય પોતે ગુસ્સો કર્યો નથી. એટલે હવે વાંધો નહીં આવે એમ સમજી પાછો લોકની વચમાં આવ્યો. યોગાનુયોગ કુંભમેળાના દિવસો... ભારે ભીડ.. કોઈકનો પગ પોતાના પગ પર પડ્યો. ને લાવારસ ઓકાવાનો ચાલુ. 'આંધળો છે, સંભાળીને ચાલતા શું થાય છે ?' ૩૦-૩૦ વરસ સુધી ગુસ્સો ન કર્યો હોવા છતાં ક્ષમા કેમ ન કેળવાઈ ? એ કારણ વિચારીશું તો જણાશે કે ક્ષમાની કેળવણીનો અવસર જ ન મળ્યો એ કારણે.

બહુ જ પ્રારંભિક બાલ્યવયથી જે બાળકોને ચપ્પલ-બૂટ વગર ક્યાંય મોકલાતા નથી. એ બાળકોના પગ અત્યંત સુકોમળ બની જાય છે. અથડાવું-કૂટાવું-ટીંચાવું-કર્કશ-કઠોર જમીન પર ઘસાવું... આ બધું જ બાળકના પગને મજબૂત કરનાર હોય છે.

વિદ્યાર્થી અવસ્થાથી જ કેલ્ક્યુલેટરના પનારે પડી ગયેલું મગજ ૧૨ x ૧૭ જેવા સરળ દાખલામાં પણ મૂંઝવણ અનુભવશે, જ્યારે જૂના માણસનું મગજ આંખના પલકારામાં એનો જવાબ આપી દેશે. એટલે સ્પષ્ટ છે કે કોયડાભરેલા પ્રશ્નો મગજની કેળવણી માટે હોય છે.

શરીર અને મગજ (મન) અંગેના આ જ નિયમને આત્મા અંગે લાગુ પાડીને કુદરત જીવને જાણે કે કહી રહી છે કે 'અલ્યા ! તું ક્ષમા કેળવી શકે એ માટે તો હું તને કોઈકના દ્વારા ગાળ અપાવું છું. કોઈકના દ્વારા અપમાન કરાવું છું કે થપ્પડ મરાવું છું. તું જ વિચારને કે કોઈ ગાળ આપનાર

હોય જ નહીં. તો ક્ષમા કેળવશે શી રીતે ? માટે સમજી રાખ કે ગાળ વગેરે ક્ષમાના અવસરો છે, ક્રોધના નહીં.'

વળી મગજની કેળવણી માટે પહેલાં બે ને બે ચાર થાય.. એવા સરળ દાખલા, પછી અઘરાં દાખલા ને પછી ઉત્તરોત્તર વધુ ને વધુ ગૂંચવાડા ભરેલા દાખલા આપવામાં આવતા હોય છે.

એમ થપ્પડ ખાવા પર ક્ષમાનો પ્રતિભાવ શીખી ગયેલા આત્માને આગળના પાઠ ભણાવવા માટે હાથ-પગ ભાંગી જાય એવા પ્રહાર ઉપસ્થિત કરાય છે. એ અવસરે પણ જે આત્મા ક્ષમાનો સાથ છોડતો નથી એને હજુ આગળ વધારવા માટે જ પ્રાણહર પરિસ્થિતિ નિર્માણ થાય છે.. એમ સમજવું જોઈએ. આવું જ ક્રમશઃ પાંચ હજાર, પાંચ લાખ કે પાંચ કરોડના નુકશાન અંગે સમજવું જરૂરી છે. એટલે જ કુદરત કહે છે કે કરોડોનું નુકશાન કે પ્રાણઘાતક ઘા... આ બધું જ ક્ષમાનું નિમિત્ત છે, ક્રોધનું નહીં. અને તેથી તે તે પ્રસંગે જે જીવ ક્રોધ કરે છે એને કુદરત સજા કર્યા વિના રહેતી નથી અને જે જીવ ક્ષમા દાખવે છે એને કુદરત સત્કાર્યા વિના રહેતી નથી. નિર્ણય આપણે કરવાનો છે કે મારે કુદરત તરફથી સજા જોઈએ છે કે સત્કાર ?

ક્ષમા કેળવવા માટે અન્ય એક વિચાર આ છે કે ગાળ, અપમાન કે આર્થિક નુકશાન આપણા બી.પી. સુગર વગેરેને અસર કરી શકતા નથી, પણ એ વખતે આપણે કરેલો ક્રોધ જ હાયપરટેન્શનના રોગોને આમંત્રે છે.

એમ બીજાએ આપેલો ત્રાસ આપણને નરકાદિ દુર્ગતિમાં લઈ જવા સમર્થ નથી. પણ એ વખતે આપણે કરેલો ક્રોધ જ આપણને નરકનો મહેમાન બનાવી દે છે. પાલકે પાંચસો શિષ્યોને યાંત્રિક ઘાણીમાં પીલી નાખ્યા. પણ એકેને દુર્ગતિમાં મોકલી ન શક્યો, કારણકે કોઈએ ક્રોધ કર્યો નહીં. અપૂર્વ સમતા દાખવી. ખંધકસૂરિને પણ પીલ્યા. પણ તેઓએ ગુસ્સો કર્યો તો દુર્ગતિના રવાડે ચડી ગયા.

પ્રસન્નચન્દ્રરાજર્ષિ અંગેના શ્રેણિક મહારાજના પ્રશ્નનો સર્વજ્ઞ પ્રભુ મહાવીર દેવે જવાબ આપ્યો : *'સાતમી નરકે જાય.'* રાજર્ષિને સાતમી નરકે



કોણ મોકલી રહ્યું છે ? મંત્રીઓએ આચરેલો વિશ્વાસઘાત ? કે મંત્રીઓને દુષ્ટ માનવાથી પેદા થયેલા ક્રોધે ખેલેલું માનસિકતુમુલ યુદ્ધ ? પ્રભુએ બીજીવાર જવાબ આપ્યો : *'સર્વાર્થ સિદ્ધ વિમાન, વાગી દેવની દુદુંભિ ત્યાં, ઋષિ પામ્યા કેવલજ્ઞાન.'* હવે સર્વાર્થસિદ્ધવિમાન કે કેવલજ્ઞાનની પ્રાપ્તિ... આ ફરક શાના કારણે ? શું મંત્રીઓ સુધરી ગયા ? કે મંત્રીઓને દુષ્ટ માનવાનું છોડી પોતે સમતાભાવમાં આગળ વધ્યા.. એટલે સ્પષ્ટ જ છે કે અન્યનું ગમે તેવું પ્રતિકૂળ વર્તન આપણને એટલું નુકશાન પહોંચાડી શકતું નથી જેટલું આપણો ક્રોધ પહોંચાડે છે. સીધી વાત છે, ગાળ ખાવી પડે એ મોટું નુકશાન કે નરકગમન એ મોટું નુકશાન ? એમ થપ્પડ ખાવી, હાથ-પગ ભાંગવા કે બે પાંચ કરોડની ઊઠી જવી એ મોટું નુકશાન કે નરકગમન એ મોટું નુકશાન ? અરે, પ્રાણ જાય એના કરતાં પણ નરકગમન એ જ મોટું નુકશાન છે, કારણ કે પ્રાણ છૂટતી વખતે પણ સમતા જો જાળવી રાખી તો વધારે જાહોજલાલી સાથેના જાજરમાન પ્રાણ મળવાના નિશ્ચિત છે, પણ સમતા ગુમાવીને જો નરક ભેગા થઈ ગયા તો પ્રતિક્ષણ મોતની જાલિમ વેદના, ને છતાં મોત ન થવાથી અસંખ્યવાર મૃત્યુવેદના. એટલે આ જ વાત નિશ્ચિત થાય છે કે ગમે તે કક્ષાનું પ્રતિકૂળ વર્તન એ માત્ર માંકડનો જ ચટકો છે. ને એ વખતે ક્રોધનો પ્રતિભાવ એ ઉંદરે બિલાડીની સહાય લેવા બરાબર છે.

* * *

# ૭. ટૅંકર : પેટ્રોલનું કે પાણીનું ?

હવે એક બીજી મહત્ત્વની વાત વિચારીએ. 'કોઈએ ગાળ આપી માટે ગુસ્સો આવ્યો.' વગેરે વાત પણ જે વર્તમાનમાં શાંતિનો ઈચ્છુક છે ને ભવિષ્યમાં સુખનો ઈચ્છુક છે તેની માટે સાચી નથી. એક સિગારશોખીને પૂરી થવા આવેલી સિગારેટને બુઝાવ્યા વગર જ ઘા કરીને ફેંકી દીધી. સળગતી સિગારેટ એક રૂના ગોડાઉનમાં પડી. જોતજોતામાં રૂએ આગ પકડી લીધી. આખું ગોડાઉન બળીને સાફ, પચાસ લાખનું નુકશાન થયું. પણ માલિકે આ સિગારશોખીનની હરકત જોયેલી ને તેથી એના પર કોર્ટમાં ક્લેઈમ કર્યો. પેલા સિગારવ્યસનીને આરોપીના કઠેડામાં ઊભો કરવામાં આવ્યો. પ્રશ્નો પૂછાય છે. 'તમે એ વખતે સિગારેટ પીતા પીતા જઈ રહ્યા હતા ?'

'હાજી !'

'છેલ્લે તમે સળગતાં ઠૂંઠાનો ઘા કરેલો ?'

'હા, નામદાર !'

'એ ઠુંઠું રૂના ગોડાઉનમાં પડેલું ?'

'હા, સાહેબ !'

'તો તમારે આ માલિકને થયેલ પચાસ લાખનું નુકશાન ભરપાઈ કરી આપવું પડશે, કારણ કે તમારી સળગતી સિગારેટના કારણે આગ લાગી હતી.'

'ના, નામદાર ! ના. મારી સિગારેટના કારણે આગ લાગી એ વાત સાચી નથી.' જજ, સ્વ-પરના વકીલો સહિત આખી કોર્ટ સ્તબ્ધ થઈ ગઈ. 'જો તારી સિગારેટના કારણે આગ નથી લાગી, તો શેના કારણે લાગી છે ?'

'નામદાર ! આગ એટલા માટે લાગી કે એણે ગોડાઉનમાં રૂ ભર્યું હતું. જો એણે ગોડાઉનમાં લોખંડનો ભંગાર ભર્યો હોત તો સળગતું ઠુંઠું શું ? સળગતું લાકડું નાખ્યું હોત તો પણ શું આગ લાગત ?'

વાસ્તવિકતા તો આ જ છે કે નથી એકલી ચિનગારીથી આગ લાગતી કે નથી એકલા પેટ્રોલથી આગ લાગતી. બન્નેના સંયોગ થવા પર જ આગ લાગે છે. એમ, નથી એકલી ગાળ વગેરેરૂપ નિમિત્ત મળવાથી ક્રોધની આગ લાગતી કે નથી એકલા ક્રોધી સ્વભાવવાળા આત્મા રૂપ ઉપાદાનના કારણે ક્રોધની આગ લાગતી. એ બન્નેનો સંયોગ થવા પર જ ક્રોધ પેદા થાય છે.

અંગારો લેવા આવેલા યુવકને ના પાડવા છતાં ફરીથી માગવા પર બાવાજીએ કહ્યું : ભાઈ ! તમને સંભળાતું નથી ? એકવાર તો કહ્યું કે આગ બૂઝાઈ ગઈ છે. છતાં યુવકે ફરીથી આગ માગી. 'ખોટી જીદ શા માટે પકડો છો ?' બાવાજીનો અવાજ જરા મોટો થયો. એટલે યુવકે પાછું કહ્યું : 'બાપજી ! ખોટું શા માટે બોલો છો ? રાખ હેઠળ દબાયેલો અગ્નિ ચોક્ખો વરતાય છે.'

'તું તો મવાલી લાગે છે. ચોક્ખું કહ્યું કે આગ નથી છતાં માગ માગ કરે છે.' બાવાજીનો રોષ વધી ગયો. 'મારી સગી આંખે હું ધૂમાડો જોઈ રહ્યો છું. બાપજી ! ના શા માટે પાડો છો ?' યુવકે આમ કહેવા પર બાવાજીએ ચીપિયો ઊઠાવ્યો. ને યુવક સામે ધસ્યો. યુવકે એ જ સ્વસ્થતાથી કહ્યું : 'હવે તો તમારી આગના તણખાં પણ ઊડવા માંડ્યા છે. જો તમારી પાસે આગ હોય જ નહીં, તો એ બને શી રીતે ?'

અંદર આગ છે એનો અર્થ જ ઉપાદાન હાજર છે. અને ઉપાદાન હાજર છે તો એક નાની ચિનગારી પણ ભડકો કરી શકે છે. ઉપાદાન હાજર રાખવું અને છતાં ભડકો ન થાય એ માટે, કોઈ ચિનગારી જ ન નાખે આવી અપેક્ષા રાખવી એ ક્યારેય સફળ ન બનનાર બાબત છે, કારણ કે એમાં સ્વાધીનતા નથી, આપણા સંપર્કમાં આવનાર હજારો લોકો છે. કોણ ? ક્યારે ? કઈ રીતે ? ક્યાંથી ? ચિનગારી નાખી દે, શું કહી શકાય ? બધાના હાથ હંમેશ માટે બાંધી રાખવા શક્ય છે જ નહીં. વળી આપણી અવળચંડાઈ, આપણાં પૂર્વકર્મો પણ સામાને ચિનગારી નાખવા ઉશ્કેરી શકે એમ છે. એટલે કોઈ ચિનગારી જ ન નાખે આવી અપેક્ષા એ મૂર્ખતા છે. જો ભડકો નથી થવા દેવો તો ઉપાદાન જ દૂર કરી દેવું જોઈએ. એટલે કે આત્માને જ એવો

બનાવી દેવો કે જેથી કોઈ ગાળાગાળી વગેરે ગમે તે કરે, ક્રોધની આગ પેદા થાય જ નહીં. અરે ક્રોધની આગ શું, દિલમાં શત્રુ પ્રત્યે પણ પ્રીતિ ને કરુણા જ વહ્યા કરે. ગોરખપુરથી પ્રકાશિત થતાં હિંદી માસિક કલ્યાણના વર્ષ ૩૫ ના એક અંકમાં પૃષ્ઠ ૯૫૨ થી ૯૫૫ પર પ્રકાશિત થયેલ એક સત્ય ઘટનાને આ સંદર્ભમાં જાણીએ.

આશરે ચાલીસ વર્ષ પૂર્વેની વાત છે. હુગલી જિલ્લાના એક નાના ગામના પુરોહિતનો પુત્ર રામતનુ કલકત્તા ગયો. નોકરીની સાથે ભણતાં ભણતાં એમ.એ. થયો. ક્રમશઃ બસો રૂપિયાના માસિક પગાર સાથે એક સરકારી શાળાનો આચાર્ય બન્યો. એ જમાનામાં આ પગાર ઘણો જ મોટો કહેવાતો. એમનો ને એમના ધર્મપત્નીનો સ્વભાવ ઘણો સારો હતો. અભિમાનની છાંટ નહીં. કોઈનું બૂરું કરવાનો વિચાર સુદ્ધાં નહીં. ઉપરથી બધાનું ભલું જ કરવાની ભાવના ને એનો શક્ય પ્રયત્ન. તેથી આખા ગામમાં આદરપાત્ર, પ્રીતિપાત્ર ને પ્રશંસાપાત્ર બનેલા હતા. પણ તેમના એક પાડોશી અધરચંદ્રને તેમની આ પ્રગતિથી અને પ્રતિષ્ઠાથી ભારે ઈર્ષ્યા થતી હતી. એટલે વારે વારે તે રામતનુને બેઆબરુ કરવા માટે કંઈક ને કંઈક ખટપટ કર્યા કરતો. પણ જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ. રામતનુ બાબુની દૃષ્ટિમાં તો મૈત્રી અને કરુણા જ ભરેલા હોવાથી તેઓ તો બધાને મિત્ર જ જોતા હતા. અધરચંદ્ર શત્રુતા આચરી રહ્યો છે એવી એમને તો કલ્પના પણ નહોતી.

એક વખત અધરચંદ્રે એક દુષ્ટ યોજના ઘડી. બે-ત્રણ ગુંડાઓને તૈયાર કર્યા. વળી બહારથી કોઈ એક કુલટા સ્ત્રીને બોલાવી. 'આ સ્ત્રીએ ખોટી હોહા કરીને રામતનુ બાબુ પર કલંક મૂકવું અને પછી એ સ્ત્રીને બચાવવાના નામે અધરચંદ્રે અને ગુંડાઓએ એમના પર તૂટી પડવું' એવી યોજના બનાવી. અને એક દિવસ એ યોજનાને અમલમાં મૂકી.

બપોરના સમયે રામતનુ બાબુ બહારથી ઘરે આવી રહ્યા હતા. એક નાની નિર્જન ગલીમાં નક્કી કરેલા સ્થાને પેલી સ્ત્રી ઊભેલી હતી. જેવા રામતનુ ત્યાંથી નીકળ્યા કે એણે બુમાબુમ કરી મૂકી. 'હરામખોર ! છોડ' છોડ, તું બ્રાહ્મણ શિક્ષક થઈને આવી બદમાશી કરે છે. મારી લાજ લૂંટવા ઇચ્છે છે.' 'બચાવો...બચાવો.. મને કોઈ બચાવો...' આટલું બોલતાં બોલતાં તો એકદમ નજીક આવી ગઈ. પોતાનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત કરી નાખ્યા. અધરચંદ્ર પણ ગુંડાઓની સાથે ત્યાં જ છૂપાયેલો હતો. બહાર આવીને હોહા કરી મૂકી, ગાળો ભાંડવા લાગ્યો ને રામતનુની ધોલાઈ કરવા લાગ્યો. ગુંડાઓ પણ તૂટી પડ્યા. રામતનુ તો ભારે આઘાત સાથે ડઘાઈ જ ગયો. એને કાંઈ સમજ જ ન પડી કે આ શું થઈ રહ્યું છે ? શા માટે થઈ રહ્યું છે ? કોલાહલ સાંભળીને આસપાસના ઘરવાળાં બહાર દોડી આવ્યા. સારું એવું ટોળું ભેગું થઈ ગયું.

લોકોને રામતનુની સજ્જનતાનો ખ્યાલ હતો. અને એના પ્રત્યે બધાને આદરભાવ હતો, કારણ કે લગભગ બધા પર એણે કાંઈ ને કાંઈ ઉપકાર કરેલો હતો. અલબત્ત ઉપકાર તો અધરચંદ્ર પર પણ કરેલો જ હતો. પડોશી હોવાના નાતે અનેકવાર સહાય કરેલી હતી. જ્યારે આખા ગામમાં પ્લેગ ફેલાયેલો ને અધરચંદ્ર પણ એમાં સપડાયેલો ત્યારે અધરચંદ્રના કુટુંબીઓ તો *'સહુ સ્વાર્થ કે હિતકારી'* ઉક્તિને સાર્થક ઠેરવતા હોય એમ એને છોડીને ચાલ્યા ગયેલા. એ વખતે રામતનુ બાબુએ જ પોતાની પરાર્થરસિકતાને ચરિતાર્થ કરતાં હોય એમ એની ચોવીશે કલાક સેવા કરેલી, દવા-દારુ કરેલા અને એને બચાવી લીધેલો. પરિવારજનો તો એ સારો થયા બાદ પાછા આવેલા. અને છતાં ઈર્ષ્યાખોર અધરચંદ્ર આજે કૃતઘ્ન બની રામતનુને બદનામ કરવા મથી રહ્યો છે.

પણ કુદરત તો કુદરતનું કામ કરે જ છે. આ બધો તમાશો જોવા છતાં લોકોને રામતનુ નિર્દોષ અને સજ્જન ભાસ્યા અને અધરચંદ્ર દોષિત અને દુર્જન ભાસ્યો. એક જણે તો પેલી સ્ત્રીને નજદીકના એકગામની આવારા સ્ત્રી તરીકે ઓળખી પણ કાઢી. એ આવા જ કામ માટે પંકાયેલી હતી. ગુંડાઓને પણ લોકોએ ઓળખી કાઢ્યા. રામતનુને બચાવીને લોકો અધરચંદ્ર પર તથા ગુંડાઓ ઉપર ગિન્નાયા અને રીતસરના એમના પર તૂટી જ પડ્યા.

પણ કોમળહૃદયના રામતનુબાબુ આ સહી ન શક્યા. એમણે હાથ જોડીને બધાને વિનંતી કરી. ખુદ વચ્ચે પડ્યા. અને માંડ માંડ અધરચંદ્ર વગેરેને બચાવ્યા. પેલી આવારા સ્ત્રી તો ઓળખાઈ ગઈ ત્યારથી જ ભાગી ગઈ હતી. છતાં આ બધું જોઈને બે માણસો જ્યાં પોલીસચોકી હતી તે બે માઈલ દૂરના ગામમાં ખબર આપવા દોડી ગયા હતા. બધી વાત સાંભળીને ફોજદારે પોલીસોની સાથે જ તપાસ આદરીને અધરચંદ્ર તથા ગુંડાઓને પકડી લીધા. સાક્ષી બનવા સહુ કોઈ તૈયાર હતા. પેલી સ્ત્રીને પણ પોલીસ મોકલીને પકડી મંગાવવામાં આવી. એણે તો આવતાં જ પોતાનો અપરાધ સ્વીકારી લીધો અને કહી દીધું કે 'અધરચંદ્રે પંદર રૂપિયા આપીને મારી પાસે આ કામ કરાવ્યું છે. પણ મને ખબર નહોતી કે આ બધા રામતનુને મારશે.'

અધરચંદ્રની તો કાપો તો લોહી ન નીકળે એવી હાલત થઈ. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. રામતનુ એના દુઃખે દુઃખી થઈ ગયા અને ફોજદારને આજીજી કરવા લાગ્યા કે તેઓ અધરચંદ્રને છોડી દે. ફોજદારે રામતનુબાબુનું ગૌરવ જાળવ્યું. છતાં કડક થઈને કહ્યું કે 'તમે અમારા કામમાં દખલ ન કરશો. અમે આ બધાને રંગે હાથ પકડી પાડ્યા છે. એમને સજા કરવા માટે અમારી પાસે સાક્ષીઓ અને પૂરતા પુરાવા છે. માટે આ બાબતમાં તમે કશું બોલશો નહીં.' જ્યારે રામતનુએ ઘણી વિનંતીઓ કરી ત્યારે ફોજદારે કહ્યું કે 'અમે હુગલીથી તમારા ઘાના અને મારના રિપોર્ટ માટે ડૉક્ટરને બોલાવ્યા છે અને તમે આ ગુનેગારોને છોડાવવા ઈચ્છો છો ?' ફોજદારે આદર પૂર્વક રામતનુબાબુને એમને ઘરે પહોંચાડ્યા. સાથે એક પોલીસ મોકલ્યો જે ડૉક્ટર આવવા પર એમનો રીપોર્ટ લઈને પોલીસથાણે આવે.

આ બાજુ ગામના ઘણાં લોકો રામતનુના ઘરે ભેગા થઈ ગયા હતા. 'ગુનેગારોને સજા થવી જ જોઈએ' એવો બધાનો સૂર હતો. પણ રામતનુબાબુનું દિલ કંઈક જુદું જ ઈચ્છતું હતું.

અધરચંદ્રને બચાવવાની તેમની પ્રબળ ઈચ્છા હતી. તેમણે લોકોને કહ્યું ! 'દરેક પોતાના સ્વભાવ મુજબ વર્તે છે. પણ દુઃખ તો બધાને થાય જ છે.



મને જે માર પડ્યો છે એ ખરું જોતાં મારા જ પૂર્વના એવા કોઈ કર્મનું ફળ છે. મારું કર્મ દુષ્ટ ન હોત તો અધરચંદ્રની શી તાકાત હતી કે એ મને કાંઈ પણ કરી શકે. એટલે આ તો મારાં જ કર્મોનું ફળ મને મળ્યું છે. અધરચંદ્ર તો માત્ર નિમિત્ત બન્યો છે. પણ એના કારણે એ અને એનો પરિવાર કેવો મુશ્કેલીમાં મૂકાઈ ગયો છે. માટે એ દયા અને ક્ષમાને પાત્ર છે. એટલે હું બધાને વિનંતી કરું છું કે આપણે ફોજદારને વિનંતી કરીએ કે આ કેસમાં તેઓ આગળ ન વધે. ને તેઓ આપણી વિનંતી ન સ્વીકારે તો આપણે એવી વ્યવસ્થા કરીએ કે અધરચંદ્ર વિરુદ્ધ કોઈ સાક્ષી ન બને. મેં મારું નિવેદન હજુ આપ્યું નથી. હું જણાવી દઈશ કે લપસી જવાના કારણે મને આ વાગ્યું છે.'

લોકો તો આ સાંભળીને દંગ જ થઈ ગયા. કોઈક મનોમન રામતનુને અભિનંદતું હતું. કોઈક નિંદતું હતું કે આ રીતે તો ગુનાઓ વધશે. પણ રામતનુબાબુની આંખોમાંથી તો કરુણાના આંસું વહી રહ્યા હતા. ગામલોકોમાં એક શ્રીહરિપદ નામના સમજુ વૃદ્ધ સજ્જન હતા. એમણે રામતનુબાબુની પ્રશંસા કરીને એમની વાત ગામવાસીઓને સમજાવવા પ્રયાસ કર્યો. એટલે ગામવાસીઓનું દિલ પણ કંઈક બદલાયું. એટલામાં ડૉક્ટર આવી ગયા. તેઓ પણ રામતનુબાબુની સજ્જનતા જાણતા હતા ને તેથી એમના પ્રત્યે આદર ધરાવતા હતા. અધરચંદ્રને અનુકૂળ આવે એવો જ રિપોર્ટ આપવા રામતનુબાબુએ સમજાવ્યા. પણ એમના દિમાગમાં એ વાત બેસી નહીં. છતાં એમણે એટલી વાત સ્વીકારી કે હું હમણાં રીપોર્ટ લખતો નથી. જો ફોજદાર તમારી વાત સ્વીકારી લે તો પછી મારે રિપોર્ટ લખવાની જરૂર જ નહીં પડે.

ડૉક્ટરના ગયા પછી રામતનુબાબુ ગામના ચાર-પાંચ માન્ય વૃદ્ધ પુરુષોને લઈને પોલીસથાણામાં ગયા, બધી વાતો સમજાવી અને કેસ ચલાવ્યા વગર જ બધાને છોડી દેવા માટે ખૂબ કરગર્યા. થાણેદાર પર રામતનુબાબુની કરુણાનો ઘણો પ્રભાવ પડ્યો. યોગાનુયોગ એ દિવસે પોલીસના સર્કલ ઈન્સ્પેક્ટર પ્રમથબાબુ પણ ત્યાં આવેલા હતા. તેમના ઉપર પણ રામતનુબાબુના આવા વિલક્ષણ વ્યવહારની અસર પડી. થાણેદારે તેમની સાથે વિચારણા કરી.

અધરચંદ્ર વગેરેએ આ વાતો સાંભળી ને એમના દિલમાં સાચો પશ્ચાત્તાપ પેદા થયો. એમનું અંતર ખરેખર પશ્ચાત્તાપથી નિર્મળ બનતું જતું હતું. એ અવસરે પ્રમથબાબુએ ચાર-પાંચ સજ્જનોને કહ્યું - તમે એક રંગે હાથ પકડાયેલ ગુનેગારને બચાવવા દ્વારા ગુનાઓ વધારવામાં નિમિત્ત બની રહ્યા છો. આવા ગુનેગારોને જો જરાપણ સજા ન થાય તો તો ગુનેગારોની હિંમત વધી જશે જે બધા માટે જોખમકારક છે. આ રામતનુબાબુ તો કરુણા હૃદય ધરાવે છે. તેઓ કદાચ આ વાત ન સમજી શકે - પણ તમે બધા કેમ આવી વાતમાં એમને સાથ આપવા આવ્યા છો ?

આથી શ્રી હરિપદ તથા રામતનુએ પ્રમથબાબુને એ સમજાવવા કોશિશ કરી કે ગુનાઓ પ્રેમ અને સહાનુભૂતિથી ઘટી શકે, દંડથી નહીં. દુ:ખના અવસરે નિઃસ્વાર્થ સેવાથી જ અપરાધીઓનું હૃદય પરિવર્તન થઈ શકે. વળી અમે એવો નિર્ણય કર્યો છે કે અધરચંદ્ર વગેરેની વિરુદ્ધ તમારી સમક્ષ ન કોઈએ સાક્ષી બનવું કે ન કોઈએ પુરાવા આપવા. પછી તમે શું કરી શકશો ? પ્રથમથી જ પ્રભાવિત પ્રમથબાબુ પર આનો વિશેષ પ્રભાવ પડવા છતાં તેઓએ થોડી કરડાકી દેખાડી. 'મને તમારા સહુ-પ્રત્યે આદર છે. તમારી ક્ષમા અને ઉદારતાની હું કદર કરું છું. પણ ગુનેગારને આ રીતે એકાએક છોડી દઈને અમે અમારી ફરજ ચૂકી શકીએ નહીં. આમાં શું થઈ શકે છે ? તે અમે ચકાસશું. તમારે હમણાં એમને છોડાવવા હોય તો તમારામાંથી કોઈકે એમના જામીન બનવું પડશે.'

આ સાંભળ્યું નથી કે રામતનુબાબુ બોલી ઊઠ્યા : 'સર ! તમે કહો એ જામીન-મુચરકા હું આપી દઈશ.' આ સાંભળીને થાણેદાર અને ઈન્સ્પેક્ટર બન્નેનું હૃદય પણ પીગળી ગયું. છેવટે તેઓ પણ માણસ તો હતા જ. તેઓએ અધરચંદ્રને કહ્યું : આ બધી વાતો તમે સાંભળી ? હવે તમારે શું કહેવું છે ?

અધરચંદ્રની આંખમાંથી તો આંસુ વહી જ રહ્યા હતા. રોતા અને ધ્રુજતા સ્વરે એણે કહ્યું : નામદાર ! હું શેતાન છું ને તેઓ સંત-દેવોને પણ પૂજનીય



મહાત્મા. છતાં હું છૂટવા નથી માંગતો. મને આજીવન કાળાપાણીની સજા કરો તો પણ એ ઓછી છે, એવો ભયંકર ગુનો મેં કર્યો છે. તમે કોર્ટમાં કેસ કરો. હું જાતે જ મારો ગુનો કબૂલી લઈશ.

પછી પ્રમથબાબુના કહેવાથી થાણેદારે બધાને છોડી મૂક્યા. બધા કાગળો પણ ફાડી નાખ્યા. ને ખુશ થતાં થતાં બધા છૂટા પડ્યા. પ્રમથબાબુ અને થાણેદારે રામતનુબાબુનો ચરણસ્પર્શ કર્યો.

આનું નામ છે, ક્રોધનું ઉપાદાન જ દૂર કરી દીધું. આત્માને પાણીનું ટેંકર બનાવી દીધો. હવે, 'બીજાઓએ ચિનગારી નાખવી નહીં' એવી અપેક્ષા જરૂરી નહીં. પેટ્રોલના ટેંકરને ચિનગારીનો ડર હોય. પાણીના ટેંકરને શું ડર ? એ તો ચિનગારીને પણ બુઝવી દેશે- ઠારી દેશે. ચંડકૌશિક સર્પે તો પ્રભુ તરફ માત્ર ચિનગારી જ નહીં, ભડભડતી આગ જ ઓકી હતી. તો પણ કોઈ ભડકો ન થયો. અને ચંડકૌશિક ખુદ એવો ઠરી ગયો કે મહાન્ ક્ષમામૂર્તિ બની ગયો.

જરૂર છે પેટ્રોલના ટેંકરને પાણીનું ટેંકર બનાવી દેવાની. પેટ્રોલ જ ન રહ્યું. ઈંધણ જ નથી. પછી આગ ક્યાંથી ? મેઘકુમારના જીવ હાથીને એના પણ પૂર્વના હાથીભવનું જાતિસ્મરણ જ્ઞાન થયેલું છે. જંગલમાં ઊઠેલો ભયંકર દાવાનળ ને જંગલના પશુઓનું લાચારપણે એમાં હોમાઈ જવું... બધો જ ચિતાર નજર સમક્ષ ખડો થઈ ગયો. હવે આ ભવમાં આ હાલાકી ભોગવવી ન પડે એ માટે એણે એક સુરક્ષિત સ્થાન નિર્માણ કરવાનો નિશ્ચય કર્યો. ચારે બાજુ ભયંકર દાવાનળ પ્રગટ્યો હોય તોપણ એની કોઈ જ અસર નહીં, કોઈ જ ભડકો નહીં... આવું શક્ય તો જ બને જો વિવક્ષિત સ્થાનમાંથી ઈંધણ જ દૂર કરી નખાય. જંગલમાં તો વૃક્ષો જ મોટું ઈંધણ છે. એણે એક યોજનના વિસ્તારમાંથી વૃક્ષોને ઉખેડી ઉખેડીને બહાર ફેંકી દીધા. વિશાળ મેદાન બનાવી દીધું. ને પછી પણ, એક તણખલું ય ઊગી નીકળે તો એ સાફ કરી નાખતો. અને પછી જ્યારે ફરીથી દાવાનળ લાગ્યો. આ મેદાનમાં હજારો પશુઓનો આબાદ બચાવ થઈ ગયો.

પણ પેટ્રોલના ટેંકરનું પાણીના ટેંકરમાં રૂપાંતરણ થઈ શકે ?

હા, કેમ ન થઈ શકે ? માત્ર કાનમાં વધારાના સંગીતનો પ્રવેશ, નિદ્રામાં ખલેલ ને ક્રોધનો પારો એવા આસમાને પહોંચ્યો કે શય્યાપાલકના કાનમાં ધગધગતો સીસાનો રસ નાખી દીધો. આવા ભયંકર દુર્વાસાબ્રાન્ડ ક્રોધીસ્વભાવ ધરાવનારા આત્માએ ક્ષમાને એવી આત્મસાત્ કરી કે કાનમાં તીક્ષ્ણ ખીલા ઠોકાવા છતાં ક્રોધની એક રેખા પણ નિર્માણ ન થઈ.

સાધુના ભવમાં સામાન્ય જ્વલનશીલ ઇંધણ જેવો બાળમુનિ પર ગુસ્સો હતો. ચંડકૌશિક ઋષિના ભવમાં જ્વલનશીલતા વધી. આશ્રમમાંથી ફળ તોડે એ બધાને ખતમ કરી નાખું. ને દૃષ્ટિવિષસર્પના ભવમાં તો અતિજ્વલનશીલ સ્વભાવ બની ગયો. જે નજરે ચડ્યો એને ખતમ કરી નાખું. પણ પછી પ્રભુવીરની કરુણાના જળને એવું ઝીલ્યું કે જ્વલનશીલતા ખતમ. સ્વભાવ તો જાણે ઠંડોગાર બરફ. લોકોએ પથ્થર માર્યા, દંડા ફટકાર્યા, જંગલી કીડીઓએ શરીરને આરપાર વીંધી નાખ્યું. પણ ક્રોધનો એક તણખો પણ ઝરતો નથી.

તિર્યંચયોનિમાં રહેલ એક દૃષ્ટિવિષસર્પ જો આ હદે પેટ્રોલને પાણીમાં ફેરવી શકે તો આપણે કેમ નહીં ? એ કઈ રીતે ફેરવી શકાય એ આગળના પ્રકરણમાં વિચારીશું.

> દોસ્તોવસ્કીએ તેના પુસ્તક 'ડાયરી ઑફ રાઈટર' માં લખ્યું છે કે ભવિષ્ય શૂન્ય કે અંધકારમય દેખાવાનો અનુભવ ઘણો જ અપમાનજનક હોય છે. જે કુદરતે મારી આવી બેહાલી અને ધિક્કારજન્ય દશા કરી છે એ કુદરતને જ હું સજા કરવા માગું છું. પરંતુ કુદરતનો વિનાશ કરવો મારાથી શક્ય નથી. તેથી હું મારો નાશ કરું છું.
>
> જેમને 'કર્મવિજ્ઞાન' કે 'મારું જે કાંઈ બગાડ્યું છે તે મારાં જ પૂર્વકૃત્યોનું ફળ છે. એમાં બીજા કોઈનો (કુદરતનો કે ઈશ્વરનો પણ) હાથ નથી' આવું તત્ત્વજ્ઞાન નથી મળ્યું તેઓને કેવા અસહ્ય સંક્લેશનો ભોગ બનવું પડતું હોય છે !



# ૮. પેટ્રોલ-પાણી

એક મકાનમાં આગ લાગી. ભડ ભડ ઊઠતી અગનજ્વાલાઓ જાણે કે આકાશને આંબવા મથતી હતી. એ મકાનમાં બે ભાઈઓ રહેતા હતા. એ બન્ને વચ્ચે ચર્ચા ચાલી. મોટોભાઈ નાનાભાઈને દોષિત ઠેરવી રહ્યો છે. તેં ફલાણી ગરબડ કરી, માટે આગ લાગી. નાનો ભાઈ પણ કાંઈ ગાંજ્યો જાય એમ નહોતો. 'મારી શેની ? તમારી જ ભૂલ છે.' બન્ને વચ્ચે ચર્ચા ચાલી. પડોશીઓ ચિલ્લાય છે : 'અરે ! પહેલાં આગ તો બૂઝવો.' બન્ને ભાઈઓ ના પાડે છે. 'ના, પહેલાં નક્કી થવા દો કોની ભૂલ છે ? પછી જ આગ બૂઝવીશું.'

આ બન્ને ભાઈઓને કેવા કહીશું ? ડાહ્યા કે પાગલ ?

આમાં પ્રશ્ન જ ક્યાં છે ? બન્ને પાગલ છે, કારણ કે ભૂલ નક્કી થાય ત્યાં સુધીમાં તો બળીને બધું સાફ. પછી કોની ભૂલ ? એ નક્કી થયું તો યે શું ? ને ન થયું તો યે શું ? આ હકીકત એ વાતનું સૂચન કરે છે કે આગ લાગી હોય ત્યારે પહેલું કર્તવ્ય 'કોની ભૂલ છે ?' એ નક્કી કરવાનું નહીં, પણ આગ બૂઝવવી એ છે. જ્ઞાનીઓ કહે છે કે જેમ એક મકાનમાં આગ લાગે છે એમ આત્મામાં પણ એક આગ પેદા થાય છે, ક્રોધની આગ. એ જ્યારે લાગે છે ત્યારે પણ પહેલું કર્તવ્ય એ આગને બૂઝવી દેવી એ જ હોય છે, નહીં કે 'તેં મને ગાળ આપી, માટે મને ગુસ્સો આવ્યો' વગેરે રૂપે કોની ભૂલ છે એનો નિશ્ચય કરવો એ.

પાણી છાંટો તો આગ બૂઝાય. પેટ્રોલ સીંચો તો આગ વધારે ઉદ્દીપ્ત થાય. ક્રોધની આગ માટે પણ આવું જ છે. એવું કયું પાણી છે જે છાંટવાથી ક્રોધની આગ શાંત થઈ જાય ? એવું કયું પેટ્રોલ છે જે ક્રોધની આગને વધારે ભયંકર બનાવે ? ટૂંકમાં ક્રોધની આગ માટે પાણી શું ? અને પેટ્રોલ શું ?

**સભા : ક્ષમા - સમતા એ પાણી છે.**

'ના, એ તો પરિણામ છે. ક્રોધ શાંત થઈ જવો એ જ તો ક્ષમા-સમતા છે પણ એવું કયું પાણી છાંટીએ તો ક્રોધ શાંત થઈ જાય ?'

**પોતાની ભૂલ જોવી એ ક્રોધની આગ માટે પાણી છે ને સામાની ભૂલ જોવી એ ક્રોધની આગ માટે પેટ્રોલ છે.**

વિવિધ ક્ષેત્રના અગ્રણીઓની એક મહત્ત્વની મીટિંગ છે. તમને પણ આમંત્રણ છે. નવા નક્કોર વ્હાઈટ અને વ્હાઈટ કપડાં પહેરીને તમે જવાનું નક્કી કર્યું છે. જરા મોડું થઈ ગયું. ધડાધડ તૈયારી કરવાની છે. તમે નોકરને કહ્યું : 'ચાલ, આ રૂમાલ પાકીટ-પેન વગેરે પેન્ટમાં મૂકી દે.' એણે મૂક્યા. તમને કપડાં પહેરીને બહાર નીકળો એ પહેલાં તો ખીસા પાસે શાહીનો મોટો ભૂરો ધબ્બો જોયો. નોકરે પેન મૂકેલી પણ ઢાંકણું ફીટ કરવાનું ભૂલી ગયેલો. ધબ્બો જોયો નથી ને તમારો પિત્તો ફાટ્યો નથી. કચકચાવીને એક થપ્પડ નોકરના ગાલ પર. 'હરામખોર ! ઢાંકણું ફીટ કરી દેતાં શું થાય છે ?'

બીજી વખત આવા જ પ્રસંગે તમે જ પેન ખીસામાં મૂકેલી. પણ ઢાંકણું ફીટ કરવાનું ભૂલી ગયેલા. પછી ભૂરો ધબ્બો પડતાં શી વાર ? તમે એ જોયો. તરત જ પૂર્વવત્ પિત્તો ફાટશે ને ? તમારી પોતાની જાતને કચકચાવીને એક થપ્પડ સપ્લાય કરશો ને ? કેમ નહીં ? કારણ કે એવો ગુસ્સો જ નથી આવ્યો. કેમ નથી આવ્યો ? કારણકે પોતાની જ ભૂલ જોયેલી છે.

તમે એક મહિના માટે યાત્રા પ્રવાસે હતા. ભાગીદારે કોઈક સોદો કર્યો ને એક લાખ રૂપિયાનું નુકશાન થઈ ગયું. યાત્રા પ્રવાસેથી પાછા ફરવા પર તમને જાણ થઈ. 'આ રીતે ધંધો થતો હશે ? મને પૂછ્યું કેમ નહીં ? હું બહારગામ હતો તો રાહ જોતાં શું થાય ? આજે લાખનું નુકસાન થયું. કાલે પાંચ લાખનું થશે. પછી તો દેવાળું જ કાઢવાનો અવસર આવે ને !' કેવો ધમધમાટ થઈ જાય છે ? ને આનાથી વિપરીત. ભાગીદાર હાજર નથી, તમે સોદો કર્યો. લાખનું નુકશાન થયું. ભાગીદાર ધમધમાટ કરી રહ્યો છે ને તમે - 'આટલો અકળાઈ કેમ જાય છે ? ધંધો છે. ક્યારેક નુકશાન પણ થાય. એના પર ઝગડો કરવાના બદલે બીજા સોદા પર ધ્યાન આપીએ તો નુકસાન



રીકવર પણ થઈ જાય.' બીજાની ભૂલ જોઈને આપણા વાણીવ્યવહાર કેવા પ્રવર્તે ? અને પોતાની ભૂલ જોવામાં આવે તો કેવા પ્રવર્તે ?

રજાના દિવસે ઘરના આંગણામાં ખુરશી નાખીને બાપ ને દીકરો બન્ને છાપું વાંચી રહ્યા હતા. રસોડામાંથી અચાનક કાચની બરણી પડવાનો ને ફૂટવાનો અવાજ આવ્યો. બાપે દીકરાને કહ્યું : 'જરા અંદર જઈને જો તો કોના હાથે બરણી ફૂટી ?' પુત્રે અંદર ગયા વિના જ કહી દીધું. 'બાના હાથે.'

'બેટા ! જોયા વગર તું એ શાના પરથી કહે છે ?'

'પિતાજી ! બરણી ફૂટ્યા પછી બીજો કોઈ અવાજ આવ્યો નથી, એના પરથી કહું છું.'

જીવનમાં બનતી આવી રોજિંદી ઘટનાઓથી એ સ્પષ્ટ છે કે જીવ જ્યારે પોતાની ભૂલ જુએ છે ત્યારે ક્રોધની આગ ઊઠી શકતી નથી ને એના બદલે જો એ સામાની ભૂલ જોવાનું ચાલુ કરી દે છે તો એ ક્રોધની અગન જ્વાલાઓથી બચી શકતો નથી જ.

આ બધી બાબતોમાં આપણા માટે તો અગ્નિશર્મા એ જ લિટમસપેપર. પ્રથમ પારણું થયું નથી. અગ્નિશર્મા તપોવનમાં પહોંચ્યો છે. તાપસોને ખ્યાલ આવી ગયો છે કે માસક્ષમણનું પારણું થયું નથી. બધા વ્યથિત થયા છે. કેટલાકને તો ગુણસેન પ્રત્યે રોષ-રીસ પણ આવ્યા છે. ત્યારે તેઓને અગ્નિશર્મા કહે છે. आरोग्गं से हवउ गुरुज्यणपूयगस्स, किं मम आहारेणं ति (ગુરુજનનો પૂજક એવો તે ગુણસેન સ્વસ્થ રહો. મારા આહારની (પારણાની) ચિંતાથી સર્યું. અર્થાત્ પારણું નથી થયું તો પણ મને શું ફેર પડે છે ?) પછી ગુણસેન આશ્રમમાં પહોંચ્યો છે. કુલપતિને પારણું ચૂકવ્યાની વાત કરવામાં ખૂબ ડરતો હતો. ત્યારે કુલપતિ ગુણસેનને કહે છે. वत्स ! सव्वस्स जणणीभूओ खू होई तवस्सिजणो। तओ का तं पइ लज्जत्ति ? (વત્સ ! તપસ્વીજન તો બધાની મા જેવો હોય છે. પછી તેને (માતાને) વાત કરવામાં શરમ-સંકોચ શું ?)

બીજીવારના પારણે અગ્નિશર્મા ગુણસેનના રાજમહેલે પહોંચ્યો છે પણ કોઈ આવકારતું નથી - બોલાવતું નથી. થોડી પ્રતીક્ષા કરીને વગર પારણે જ પાછો ફરી રહ્યો છે. એ દરમ્યાન જ ગુણસેનને પારણું યાદ આવ્યું છે ને હાંફળો-ફાંફળો થઈ આશ્રમ તરફ રીતસર દોટ જ મૂકી છે. રસ્તામાં જ અગ્નિશર્મા મળી ગયો. એટલે એને પાછા ફરીને પારણાનો લાભ આપવાની વિનંતી કરે છે એ વખતે અગ્નિશર્માના બોલ છે : सच्चपइन्ना खु तवस्सिणो हवन्ति, निव्विसेसा य लाभालाभेसु તપસ્વીઓ સત્યપ્રતિજ્ઞ હોય છે, એટલે કે (તપસ્વીઓ પ્રતિજ્ઞાનું અણીશુદ્ધ પાલન કરનારા હોય છે, એમાં છૂટછાટ લેતા નથી, માટે મારે હવે પારણા માટે ફરીથી ન અવાય.) અને તપસ્વીઓ પારણું થાય કે ન થાય એમાં સમાનચિત્તવાળા હોય છે. (એટલે કે પારણું ન થવા છતાં મને કશો ફરક પડ્યો નથી. હું તો એટલો જ સ્વસ્થ છું, આનંદમાં છું.)

પણ જ્યારે ત્રીજું પારણું પણ ચૂકાઈ ગયું. શ્રી હરિભદ્રસૂરિ મહારાજના શબ્દો જોઈએ. एत्थन्तरम्मि य अन्नाणदोसेणं अभावियपरमत्थमग्गत्तणेण य गहिओ कसाएहिं, अवगया से परलोयवासणा, पणट्ठा धम्मसद्धा, समागया सयलदुक्खतरुबीयभूआ अमेत्ती, जाया य देहपीडाकारी अतीवबुभुक्खा અર્થ : આ દરમ્યાન, અજ્ઞાનના કારણે અને પારમાર્થિક માર્ગને ભાવિત કર્યો ન હોવાથી એ કષાયગ્રસ્ત થઈ ગયો, એની પરલોક સુધારી લેવાની તાલાવેલી નષ્ટ થઈ ગઈ, ધર્મશ્રદ્ધા ખતમ થઈ, બધા જ દુઃખોરૂપી વૃક્ષના બીજભૂત અમૈત્રી = શત્રુતા પેદા થઈ ગઈ. અને દેહને પીડા કરનારી તીવ્ર બુભુક્ષા જાગી.

કુલપતિએ આપેલ કર્મવિજ્ઞાનને એ ભૂલી ગયો. તેથી અજ્ઞાનગ્રસ્ત બન્યો છે. તથા 'ત્રણ-ત્રણ વાર પારણું ચૂકાય ને એના કારણે પોતે ભૂખ વગેરે દુઃખ ખૂબ જે વેઠવું પડે છે એ બધાં મૂળ કર્મસત્તાના કારસ્તાન છે, ગુણસેનના નહીં. ગુણસેન તો માત્ર જેલર છે.' આવી વિચારધારા એ પરમાર્થ છે. આવી વિચારધારાના પ્રભાવે સમતાભાવને જાળવી રાખવો એ



આત્મકલ્યાણનો ને ઉજ્જવળ પરલોકનો પારમાર્થિક માર્ગ છે. આ માર્ગની ભાવિતતા ઓછી પડી. એટલે ગુણસેનને જ દોષિત માનવાનું ચાલુ થયું. બીજાની ભૂલ જોઈ એટલે તરત ક્રોધની આગ પ્રજ્વલી ઊઠી. ક્રોધાવિષ્ટ થયો એટલે પરલોકદષ્ટિ અને ધર્મશ્રદ્ધા બધું જ ખતમ... સર્વ દુઃખોના મૂળભૂત શત્રુતાએ મનનો કબ્જો લઈ લીધો.

લિટમસટેસ્ટનો રીપોર્ટ સ્પષ્ટ છે. બેવાર પારણું ચૂકાયું ત્યાં સુધી સ્વભૂલ દર્શન હતું. અને મન કેટલું બધું સ્વસ્થ પ્રસન્ન નિર્મળ હતું. પણ ત્રીજીવાર પારણું ચૂકાયા પર ગુણસેનની ભૂલ જોવાનું કર્યું. ક્રોધની આગ ફેલાઈ ગઈ. એ આગમાં મનની શાંતિ-સ્વસ્થતા પ્રસન્નતા સુંદરતા વગેરે બધું જ હોમાઈ ગયું. ને અશાંતિ-ક્રૂરતા-વૈરભાવની કાળાશે મનને કલુષિત કરી દીધું.

મહાસતી સીતાની કુક્ષિમાં લવ-કુશના પુણ્યશાળી જીવો ગર્ભ તરીકે વિકસી રહ્યા છે. એના પ્રભાવે 'અમારિપ્રવર્તન કરાવું, પ્રભુભક્તિના મહોત્સવો કરાવું. સુપાત્રદાન આપું. તીર્થયાત્રા કરું' વગેરે દોહિલા ઉત્પન્ન થયા છે. તીર્થયાત્રા સિવાયના બાકીના તો રામચન્દ્રજીએ પૂરા કરી દીધા છે. ને એ દરમ્યાન લોકોએ કલંક મૂક્યું છે. 'દીર્ઘકાળ સુધી રાવણને ત્યાં રહેલા સીતાજીનું સતીત્વ નિષ્કલંક શી રીતે હોઈ શકે ?' આવી વાતને ફેલાતા વાર શી ? ઠેઠ રામચન્દ્રજી સુધી પહોંચી. અને તેમણે સીતાજીનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો. સેનાપતિ કૃતાંતવદનને વાત સમજાવી દીધી.

સેનાપતિ રથ તૈયાર કરીને સીતાજી પાસે ગયા. 'દેવી ! આપને તીર્થયાત્રા કરવાની છે ને ! પધારો, રથ તૈયાર છે.' સીતાજીના મનમાં તો કોઈ શંકા નથી. રથારૂઢ થઈ ગયા. સેનાપતિએ હંકારીને ભરજંગલની વચમાં ઊભો રાખ્યો. 'ભાઈ ! અહીં કેમ ? અહીં તો કોઈ તીર્થ નથી.' સેનાપતિની આંખમાં આંસુ. બધી વાત કરી. નિબિડ નિર્જન જંગલ. ચારે બાજુ હિંસક-જંગલી પશુઓની ગર્જનાઓ, ઝેરીલા સર્પોના સળવળાટ. એક રાત પણ હેમખેમ પસાર થશે કે કેમ ? બહુ મોટો પ્રશ્ન. આવા ભયંકર જંગલમાં સગર્ભાવસ્થામાં સીતાજી એકલા અટૂલા ત્યજાઈ રહ્યા છે. કોણે કોને

આશ્વાસન આપવાનું હોય ? સેનાપતિએ સીતાને કે સીતાજીએ સેનાપતિને ?

જુઓ સ્વભૂલદર્શનનો ચમત્કાર. હજુ પણ રોઈ રહેલા સેનાપતિને સીતાજી સ્વસ્થ કરી રહ્યા છે - 'ભાઈ ! તું શા માટે રુએ છે ? આમાં તારો કોઈ વાંક નથી. તું તો ચિઠ્ઠીનો ચાકર. સ્વામીની આજ્ઞાનું પાલન કરવું એ તારું પણ કર્તવ્ય છે ને મારું પણ. તો સ્વામીનો પણ શું વાંક ? જે પ્રજા પર શાસન કરવાનું છે એને સંતોષ આપવાનું કર્તવ્ય જ તેઓ બજાવી રહ્યા છે. ને પ્રજાનો પણ શું વાંક ? કર્મસત્તા જ એમને આવી માન્યતા માટે મજબૂર કરી રહી છે. નહીંતર તો આ જ પ્રજાએ મને જગદંબા-મહાસતી-સીતામૈયા માનીને એ રીતે મારા નામનો જયજયકાર કર્યો હતો.'

પાછા ફરતી વખતે સેનાપતિ સીતાજીને કહે છે. સ્વામીને કાંઈ સંદેશ કહેવો છે ? ત્યારે પણ 'આ તમારો કેવો ન્યાય ? એક જ પક્ષની વાત સાંભળીને સજા ફરમાવી દીધી ? મને પણ પૂછવું હતું. વળી એક સામાન્ય માનવી પણ, પત્નીનો ત્યાગ કરવો હોય તો પણ એના પીયરમાં એને મૂકે. તમે તો મોટા રાજા રહ્યા તે ભરજંગલમાં એકલી છોડી દો છો. ધન્ય છે તમારું ઔચિત્ય !' આવો કોઈ જ કટાક્ષ કે આક્રોશ નહીં. આટલી બધી સ્વસ્થતા - શાંતિ ક્યાંથી આવતી હશે ? કહો સ્વભૂલદર્શનમાંથી.

સ્વભૂલ જોનારને 'મારી જ ભૂલ છે ને મારે ભોગવવાની છે' આ વિચાર પીડા વેઠી લેવાની માનસિક તૈયારી ઊભી કરે છે. એનું એ જ કષ્ટ માનસિક તૈયારી હોય ત્યારે સહેવું સરળ લાગે છે. અંતર બાર કિ.મી.નું કહ્યું હોય ને પંદર કિ.મી. નીકળે તો છેલ્લા ત્રણ કિ.મી. ચાલતાં ત્રાસ-ત્રાસ અનુભવનારને પણ જો પહેલેથી પંદર કિ.મી. જ કહ્યા હોય તો એ અંતર સહજતાથી કપાઈ જાય છે. કેમ ? કારણકે પહેલેથી પંદર કિ.મી. ચાલવાની માનસિક તૈયારી છે. એટલે સ્વભૂલ જોનારને માનસિક તૈયારી હોવાથી પીડા સહેવી સરળ લાગે છે અને તેથી સ્વસ્થતા ટકી રહે છે.

બીજાની ભૂલ જોનારને 'એની ભૂલની સજા હું શાનો ભોગવું ?' આવી વિચારધારા રહેવાથી પીડા વેઠવાની માનસિક તૈયારી તો ઊભી થતી નથી,



પણ ઉપરથી પીડાને ટાળવાનું-પીડાનો પ્રતિકાર કરવાનું જ માનસિક વલણ ઘડાય છે. ને છતાં પીડા ટાળી શકાતી નથી. ત્યારે પીડા ટાળવાની પોતાની ઇચ્છા કચડાતી દેખાવાથી એનો અહંકાર પણ ઘવાય છે. પોતાની જાત લાચાર અનુભવાય છે. આ બધા પરિબળો પણ એની એ જ પીડાને અત્યંત અસહ્ય હોવી પ્રતીત કરાવે છે. પોતાનું કામ પણ ટાળવા મથતી જેઠાણીને દેરાણીનું કામ પણ કરવાની ફરજ પડાય તો એ કેવી અસહ્ય લાગે છે ? અસહ્ય પીડા વેઠવાની નોબત આવે એટલે અસ્વસ્થતા-અકળામણ અનુભવાય જ.

પોતાની હેરાનગતિના મૂળ તરીકે બીજાને જોનારને એ બીજો 'શત્રુ' તરીકે જ ભાસવાનો. શત્રુ તરફથી આવતી પીડાને વેઠવા તો કોણ તૈયાર થાય ? ને છતાં એ વેઠવી પડે છે, એટલે જીવ આકુળ-વ્યાકુળ થઈ જાય છે. વળી એ બીજા પ્રત્યે શત્રુતા-બદલો લેવાની વૃત્તિ વગેરેની તીવ્ર તાલાવેલી છે. ને તેથી જ્યાં સુધી બદલો લેવાતો નથી ત્યાં સુધી મનને ચેન ન પડવાથી પણ મન અશાંત-અશાંત રહ્યા કરે છે. વળી, પોતાની ભૂલ તો ભૂતકાળ બની ગઈ છે. હવે એમાં ઘટાડો શક્ય નથી. ને તેથી એની સજારૂપે જેટલું પણ ભોગવવાનું આવે એને ઘટાડવાનું પોતાના હાથમાં નથી એવો માનસિક સ્વીકાર હોવાથી પણ એને વેઠી લેવાની માનસિક તૈયારી ઘડાય છે. પણ જે પોતાની હેરાનગતિના મૂળ તરીકે બીજાને જુએ છે, એને તો એ બીજાના વિચિત્ર શબ્દો-વિચિત્ર વર્તન વગેરે રૂપ વર્તમાન કારવાહી જ પોતાના દુઃખનું મૂળ ભાસે છે. ને તેથી એ કારવાહી અટકે-ઘટે તો પોતાનું દુઃખ અટકે-ઘટે એવી શક્યતા જણાવાથી એ કારવાહી અટકાવવા ઘટાડવાની ઈચ્છા જાગે છે ને એ માટેના પ્રયત્ન પણ ચાલુ થાય છે. ને છતાં સામી વ્યક્તિ પોતાની કારવાહી બંધ કરતી નથી ને પોતાનું દુઃખ અટકતું નથી. આ પરિસ્થિતિ અસહ્ય લાગે છે. સામી વ્યક્તિ વધારે દુષ્ટ લાગે છે. પોતાનો અહંકાર છંછેડાય છે. દુઃખ ઘટાડવાનું જ લક્ષ્ય-માનસિક વલણ હોવાથી, એ ઘટવાના બદલે જેમ જેમ લંબાતું જાય છે તેમ તેમ એ વધુ ને વધુ અસહ્ય લાગતું જાય છે. આ બધા કારણે પણ મન ક્ષુબ્ધ રહે છે.

સીતાજી તો સ્વકર્મોનો જ દોષ જોનારા હતા. એટલે એકદમ શાંત ને સ્વસ્થ હતા. રામચન્દ્રજી પ્રત્યે પણ કોઈ રોષ કે રીસ હતા નહીં. (સ્વકર્મદોષ જોવાનો આ વર્તમાન લાભ પણ શું ઓછો ભવ્ય છે કે જેથી એના ભોગે આપણે અન્યને દોષિત જોવાની મૂર્ખતા કરીએ ?) ખૂબ જ ભવ્ય સંદેશ રામચન્દ્રજીને પાઠવે છે - 'સ્વામિનાથ ! લોકોની વાત સાંભળીને મારો ત્યાગ કરો છો, વાંધો નહીં. આપને સવાચી સીતા મળી શકશે, ને આપનો મોક્ષ કાંઈ અટકવાનો નિયમ નથી. પણ આ તો લોક છે. કાલે ઊઠીને જૈન ધર્મની પણ નિંદા કરે. તો પણ એનો ત્યાગ કરશો નહીં, કારણ કે એનાથી સવાયો તો નહીં, એને સમકક્ષ ધર્મ પણ બીજો કોઈ આપને મળશે નહીં. ને એને છોડવાથી આપનો મોક્ષ ચોક્કસ અટકી જશે.' કેવા ભવ્ય બોલ... ન કોઈ ફરિયાદ, ન કોઈ કટાક્ષ, ન કોઈ આક્રોશભર્યા વચનો.

શું આવી મનની સ્વસ્થતા આપણને નથી જોઈતી ?

અમદાવાદમાં શાહપુર ચૂનારાના ખાંચે મોંઘીબહેન રહે. બાપજી મહારાજ પ્રત્યે ખૂબ જ શ્રદ્ધા. એમને વંદન કરીને પછી જ કાંઈપણ ખાવાનું. વર્ષીતપનું બેસણું કરવા બેસી ગયા હોય તો પડદામાંથી બાપજી મ. હાથ બહાર કાઢે. મોંઘીબહેન એ હાથને વંદન કરે. કર્મસંયોગે લગ્ન એક ધર્મવિમુખ યુવક સાથે થયા. પછી બોરીવલી રહેવા આવવાનું થયું. પતિને ધર્મની ભારે એલર્જી. એટલે પ્રભુદર્શન-સામાયિક-સ્વાધ્યાય વગેરે કાંઈપણ કરે તો ખૂબ ગુસ્સે ભરાઈ જાય. માર મારે. તેથી પતિની ગેરહાજરીમાં જ બધું કરે. છ કર્મગ્રન્થ-કમ્મપયડી સુધીનો અભ્યાસ કરેલો. બીજાને પણ ભણાવે. એક દિ બપોરે ૧.૦૦ વાગ્યે કમ્મપયડીની પ્રત વાંચી રહ્યા હતા. અચાનક છોકરાઓ આવીને 'કાકી ! કાકા આવ્યા.. કાકા આવ્યા..' ચેતવ્યા. અનવસરે આવેલા જાણી ચારસો પાનાંની પ્રત ફટાફટ પોથીમાં બાંધી અભરાઈ પર મૂકી. પણ પતિ જોઈ ગયા. પતિનો ક્રોધ આસમાને. બારણું બંધ કર્યું... હું ધંધે જાઉં ને તું અહીં આ ધંધો માંડે છે ! ઢોર માર મારવાનો ચાલુ. પાછો આક્રોશ, બેફામ શબ્દો... ધર્મ પ્રત્યેનો ભભૂકતો રોષ. ને પાછો માર.. બહારથી છોકરાઓ



બારણાં પછાડે 'બારણું ખોલો, નહીંતર તોડી નાખશું.' પણ ન ખોલ્યું. મોંઘીબહેન તો મનમાં અરિહંતની ધૂન, ગુરુદેવનું શરણ... પતિને દુષ્ટ જોવાના જ નહોતા. મારાં કર્મો જ દુષ્ટ છે. ને તેથી નથી કોઈ ફરિયાદ, નથી કોઈ રોષ કે નથી કોઈ રીસ. પાછો આક્રોશ, પાછો માર... પતિના ક્રોધનું આ તાંડવ કલાક કરતાં પણ વધુ ચાલ્યું. પછી પતિ પાછા ઓફિસે. પણ જતી વખતે એ પોથીને પાણીના ટાંકામાં નાખી દીધી- અડોશી-પડોશી ઘરમાં આવ્યા. પણ મોંઘીબહેન તો એટલા જ શાંત અને એટલા જ સ્વસ્થ. જાણે કે માત્ર ટપલીઓ જ ન મારી હોય ! પાણીના ટાંકામાં જોયું તો પોથીનું કપડુંય ભીનું થયું નહોતું. પતિના મૂઢમારની આવી પ્રસાદી તો કેટલીય વાર ચાખેલી. ને છતાં પાછલી ઉંમરમાં પતિને કેન્સર થવા પર ખૂબ જ સેવા કરી. એક દિ પતિએ કહ્યું : 'હું તને પત્ની કહું ? માતા કહું ? દેવી કહું ? ભગવતી કહું ? મેં તને દુઃખ આપવામાં કશું બાકી રાખ્યું નથી. અને તેં મને ફરિયાદ તો ક્યારેય કરી જ નથી. પણ હંમેશા સુખ જ આપ્યું છે. હવે મૃત્યુના કિનારે તારી પ્રસન્નતા માટે શું કરું ?

'જો ખરેખર પ્રસન્ન થયા હો તો આપણી ચાલીમાં ચોથા નંબરની રૂમના ભાઈ સાથે તમારે અણબનાવ છે, એને માફી આપી દો. મિચ્છામિ દુક્કડં કહી દો.'

સ્વકર્મદોષ જોનાર કેવા શાંત-સ્વસ્થ રહી શકે છે ને અવસરે, હેરાનગતિ કરનારને પણ કરુણા ભીના દિલે કેવી કલ્યાણકર વાત ચીંધી શકે છે, એનો આ મોંઘીબહેન એ સચોટ દાખલો નથી ? અને સ્વકર્મદોષ જોનાર માટે આમાં અચરજ જેવું પણ અનુભવાતું હોતું નથી. આનું કારણ સ્પષ્ટ છે. સામી વ્યક્તિના અનુકૂળ વર્તનને એ ઉપકાર તરીકે જોઈ પ્રીતિ-મૈત્રી વિકસાવી શકે છે. અને પ્રતિકૂળ વર્તનને તો માત્ર સ્વકર્મના પરિણામરૂપે જોવાથી શત્રુતા તો રૂંવાડામાંય ફરકી શકતી નથી. એટલે એને આસપાસમાં બધા મિત્રો જ દેખાય છે, શત્રુ કોઈ દેખાતો જ નથી. પછી મનમાં ઊચાટ, ભય, ચિંતા વગેરે એની પાસે ફરકે જ શી રીતે ? 'આસપાસમાં બધા મિત્રો જ મિત્રો

છે, કોઈ શત્રુ નહીં.' આ કલ્પના જ કેટલી આહ્લાદક છે. અન્યના વિચિત્ર વર્તનમાં શત્રુતા જોયા કરનારા ખુદ જ હેરાન થયા કરતા હોય છે. ને સ્વકર્મદોષ જોનાર બિલકુલ સ્વસ્થ-શાંત રહેતા હોય છે.

થોડાં વર્ષો પૂર્વે આગ્રાના એક પરિવારમાં બનેલી ઘટના- એક વિધવા માએ મહેનત-મજુરી કરીને પોતાના બન્ને દીકરાઓને ભણાવ્યા-ગણાવ્યા ને બેંકમાં સારી નોકરીએ લગાડ્યા. બન્નેનો પર્યાપ્ત પગાર હતો. જીવન નિર્વાહની ચિંતા રહી નહીં. હવે એ વિધવા માને એક જ હોંશ હતી. બન્ને દીકરાઓને કોઈક શ્રીમંત શ્રેષ્ઠીની પુત્રીઓ સાથે પરણાવીશ જેથી સારું દહેજ લાવે તો હવે સારા સુખમાં દિવસો વીતે. દીકરાઓ ગુણિયલ હતા. વિનીત હતા. સારી રીતે સેટ થયેલા હતા. ને સીધી લાઈનના હતા એટલે આ હોંશ પૂરી થવી અશક્ય નહોતી. પોતાની કલ્પના મુજબ જ માએ મોટા દીકરાના સગપણ એક સુખીઘરની કન્યા સાથે કર્યા. એ એક લાખ રૂપિયા દહેજમાં લાવશે એવી ગોઠવણ થયેલી.

માએ ભારે હાડમારી ભરેલું જીવન જીવેલું. હાથમાં ક્યારેય ચાર-પાંચ હજાર રૂપિયા પણ જોયેલા નહીં. ને 'એક સાથે લાખ રૂપિયા આવશે' આ કલ્પના જ એટલી બધી સુખદ હતી કે મા વારંવાર સોનેરી સ્વપ્ન સૃષ્ટિમાં સરી પડતી.

પણ સ્વ. પૂજ્યપાદ ગુરુદેવ શ્રી ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા. જે શબ્દોમાં સંસારને વર્ણવતા એ 'ધારેલું ન થાય અને નહીં ધારેલું ઘણું ઘણું થાય એનું નામ સંસાર...' આ શબ્દો સાક્ષાત્ થયા. લગ્ન પૂર્વે જ કન્યાના પિતાને ત્યાં રેડ પડી. ધંધામાં ખોટ આવી. મૂડી જાણે કે તળિયાઝાટક જેવી થઈ ગઈ. નિશ્ચિત મુહૂર્તે દીકરીના લગ્ન તો કરાવ્યા, પણ દહેજ આપી ન શક્યા. માના બધા જ સ્વપ્ન ચૂર ચૂર થઈ ગયા. બંધાયેલી અપેક્ષા તૂટી ગઈ.

પણ બીજું તો કાંઈ થઈ શકે એમ નહોતું. વહુનો ઘરમાં તો પ્રવેશ

*ગરીબ બોલે તો ટપલાં પડે, ધની બોલે તો તાળીયો પડે.*



થયો. પણ માના દિલમાં પ્રવેશ ન થયો. ત્યાં તો વહુ પ્રત્યે અણગમો - એક છૂપો તિરસ્કાર પ્રવેશી ગયો. અલબત્ વહુ ખૂબ સંસ્કારી છે, શાંત છે, સુશીલ છે, સાસુને દિલથી ચાહે છે ને સગી દીકરી કરતાં વધારે સેવા કરે છે. ઘરકામમાં પણ હોંશિલી છે. કુશળ છે. કોઈપણ વ્યક્તિના દિલને જીતવા માટેની ઢગલાબંધ યોગ્યતાઓ હોવા છતાં એ વહુ માનું દિલ જીતી ન શકી, કારણકે માને આ સંસ્કારિતા વગેરે કાંઈ દેખાતું નથી. સારા દહેજની તૂટી ગયેલી સ્વ-અપેક્ષા જ દેખાયા કરે છે. માટે જ્ઞાનીપુરુષો આપણાને કહે છે. કોઈ અપેક્ષા રાખો નહીં, કારણકે એકાદ અપેક્ષા પણ તૂટશે તો અન્ય અનેક બાબતોનું સારાપણું નજરમાં નહીં આવે. અને તેથી એ સારાપણાંનો ન કોઈ આનંદ અનુભવી શકાશે કે ન એ સારું કરનાર વ્યક્તિ પ્રત્યે પ્રીતિ નિર્માણ થઈ શકશે.

થોડા વખત બાદ નાના પુત્રના સગપણ - લગ્ન કર્યા. એની વહુ દહેજમાં દોઢલાખ રૂપિયા લાવી. માની અપેક્ષા પૂરી થઈ. ને એટલા માત્રથી એ માને વહાલી થઈ ગઈ. પરિણામ ? મા તરફથી પક્ષપાતભર્યો વ્યવહાર ચાલુ થયો. સવારથી સાંજ સુધી ઘરનું વૈતરું મોટી વહુએ કરવાનું. એ જરા આડી પડે તો 'અલી ! કેમ સૂતી છો ? આ વાસણ માંજી કાઢ.' એની સખીઓ આવી હોય, હજુ પાંચેક મિનીટ પણ માંડ થઈ હોય, ને સખીઓની હાજરીમાં જ હડહડતું અપમાન થઈ જાય એવા કડવા વેણ નીકળતાં- 'હવે બહેનપણીઓને વિદાય કરો. એમને કશું કામ લાગતું નથી ને હાલી નીકળે છે. ગપ્પાં જ માર્યા કરશો તો રસોઈ કોણ કરશે ?'

અને નાની વહુ ! એ તો દોઢલાખ લઈને આવી છે ને ! માએ એને ઘરની રાણી બનાવી દીધી. ચારની વચમાં વટ પડે એવા મોટાઈના-ગૌરવના કામ જ એણે કરવાના. બહાર કોઈ સારા પ્રસંગમાં જવાનું હોય, બે જણાને જમવાનું આમંત્રણ હોય તો નાના પુત્ર-પુત્રવધૂનો જ નંબર લાગે. નાનીના પિયરીયાની ઉમળકાભેર સરભરા થાય. મોટીના તો માથે પડ્યા હોય એવો વ્યવહાર. આખી દુનિયાને નર્યો પક્ષપાત દેખાય એવું વાતાવરણ નિર્માણ

થઈ ગયું. પણ મોટી વહુ સંસ્કારી છે. કર્મવિજ્ઞાનની જાણકાર તો છે જ, જીવનાર પણ છે જ. જે કાંઈ ઓછું વત્તુ થાય છે એ બધાનું દોષારોપણ કર્મના માથે. સાસુના માથે કશું નહીં. એટલે સાસુ પ્રત્યે દિલમાં ભક્તિ છે. ને તેથી સાસુ વેતરાં જેવાં કામ સોંપે તો પણ ઓછું આવતું નથી.

આનંદઘનજીની 'મન સાધ્યું એણે સઘળું સાધ્યું' વાત સો ટચના સોના જેવી પુરવાર થાય છે ને !

મોટી પુત્રવધૂની સાથે સાથે ઘણીવાર મોટા પુત્રની પણ ઉપેક્ષા સાથે જોડાયેલી હોય એમ ચાલુ થઈ. બે પુત્રો વચ્ચે પણ પક્ષપાતનું વલણ શરુ થયું. મોટા દીકરાની નજરમાં આ તફાવત આવવા લાગ્યો. એણે કાંઈ કર્મવિજ્ઞાનને પચાવ્યું નથી કે જેથી આવા પક્ષપાતને સાંખી શકે. ને પરિણામ ? અશાંતિએ-દ્વેષે એના મનનો કબ્જો લેવા માંડ્યો. માતા પ્રત્યેના ભક્તિ-વિનય તો ક્યાંય છૂ થઈ ગયા. વળી પત્નીને અન્યાય તો રોજિંદી ઘટના હતી. મોટો એ જોઈને અકળાઈ જતો ત્યારે આ મોટીવહુ એને શાંત પાડવા પ્રયાસ કરતી. પુત્ર માનો વાંક કાઢતો ત્યારે આ વહુ પોતાનો વાંક કાઢતી. ને પછી આ અંગે બન્ને વચ્ચે ચર્ચા ચાલતી.

પુત્ર : તું તો માનો પડતો બોલ ઝીલે છે, પછી તારો શું વાંક ?

પુત્રવધૂ : મારાં કર્મો વાંકા એ જ મારો વાંક.

પુત્ર : એ શી રીતે ?

પુત્રવધૂ : મારાં કર્મો વાંકા ન હોય તો પિતાજી વાત મુજબ લાખ રૂપિયા આપી જ શક્યા હોત ને એ આપ્યા હોત તો માને હું પણ વહાલી જ હોત.

પુત્ર : ઠીક છે, પણ મા તો મને પણ અન્યાય કરે છે. મારો શું વાંક ?

પુત્રવધૂ : તમારાં પણ કર્મો જ વાંકાં !

પુત્ર : મારાં કર્મો શું વાંકાં ?

પુત્રવધૂ : જો વાંકાં ન હોત તો, લાખ શું, સવાલાખનું દહેજ લાવનારી પત્ની તમને ન મળત ?



પણ, દિમાગમાં બેસતી એવી પણ પત્નીની વાતને પતિ દિલમાં બેસાડી ન શક્યો અને તેથી એના નસીબમાં તો સંક્લેશ-અશાંતિ જ લખાયેલા રહ્યા. એવામાં એક દિવસ બહારથી ક્યાંકથી થોડી મિઠાઈઓ આવી. માએ સારી સારી મિઠાઈ નાના દીકરા-વહુને આપવા માંડી, સાદી મોટીને. મોટા દીકરાથી આ ન સહેવાયું. એ બોલી ઊઠ્યો : 'મા ! આવો પક્ષપાત હું ઘણા વખતથી જોઉં છું. જો તારે આવું જ કરવું હોય તો અમે જુદા થઈ જઈએ.' આ સાંભળીને મોટી વહુ કહે છે : અરર ! આ શું બોલ્યા ? જે માએ નવ-નવ મહિના પેટમાં રાખ્યા, મોટા કર્યા, ભણાવ્યા-ગણાવ્યા ને સંસ્કાર આપ્યા, એનાથી છૂટા પડવાની વાત ? આવો વિચાર પણ ના કરાય.

પત્નીની આ વાત સાંભળીને પતિ વિચારમાં પડી ગયો. રીતસર મજુરી લાગે એટલું એવું કામ કર્યા પછી પણ પત્નીને માની પ્રશંસા તો નહીં, પણ કંઈક ને કંઈક આક્રોશ જ વેઠવો પડતો. જ્યારે નાની વહુ રાણીની જેમ રહેવા છતાં મા એની વાહ-વાહ કરતાં થાકતી નહીં. આવું બધું વારંવાર થતું હોવા છતાં પત્નીની સ્વસ્થતા, કામ પ્રત્યેની લગન ને મા પ્રત્યેની ભક્તિ એવી ને એવી અક્ષત જોઈને પતિ ઘણીવાર પૂછતો કે 'તું કેમ આ બધું સહન કરે છે ?' ત્યારે પત્ની કહેતી કે : હું ક્યાં સહન કરું છું ? મારા માટે આ બધું સહજ છે, કારણ કે હું એડ્જસ્ટ થઈ ગઈ છું.

'તે તારે જ એડ્જસ્ટ થવાનું ? માએ નહીં થવાનું ?'

'મા તો મા છે. આપણે જ એમને અનુકૂળ થવાનું હોય ને !'

આ બહુ સમજવાની વાત છે. આંખે ચશ્માને અનુરૂપ થવાનું હોતું નથી. ચશ્માએ આંખને અનુરૂપ થવાનું હોય છે. કારણ કે (૧) આંખ પહેલેથી હોય છે, ચશ્મા પછી આવે છે. (૨) પસંદગી આંખની નથી હોતી, ચશ્માની હોય છે, બસ આ જ રીતે (૧) મા પહેલેથી હોય છે, પત્નીનો પ્રવેશ જીવનમાં પછીથી થાય છે. (૨) પસંદગી માની નથી હોતી, પત્નીની હોય છે. અને એટલે જ પસંદ થયેલી પત્ની માને અનુરૂપ હોવી જોઈએ. અર્થાત્ પત્નીએ માને અનુરૂપ થવાનું હોય, માએ પત્નીને નહીં. અસ્તુ.

પત્ની સ્વસ્થ છે, કારણકે માની ભૂલ જોતી નથી અને 'દરેક પરિસ્થિતિમાં મારે એડ્જસ્ટ થઈ જવું.' આ સોનેરી સૂત્રને જીવતા શીખી ગઈ છે. પતિ અસ્વસ્થ થઈ જાય છે, અકળાઈ જાય છે ને તેથી જુદા થઈ જવાની વાત કરી રહ્યો છે. કારણકે માની ભૂલ જોઈ રહ્યો છે. સ્વયં એડ્જસ્ટ થતાં શીખ્યો નથી. જ્ઞાનીઓ કહે છે जब्भावेण क्या पुण किरिया तब्भाववुड्ढिकरी ક્રિયા જે ભાવથી કરાય છે તે ભાવોને વધારનારી બને છે. વારંવાર દીકરા પ્રત્યે પણ પક્ષપાત દાખવવાની ક્રિયાથી માના દિલમાં મોટા દીકરા પ્રત્યે પણ એક અણગમો તિરસ્કારભાવ પેદા થઈ ગયેલો હતો. અને તેથી મોટા દીકરાએ જુદા પડવાની કરેલી વાતને માએ વધાવી લીધી. મોટી વહુની ઘણી અનિચ્છા, છતાં ઘરમાં પાર્ટીશન થયું ને મા નાના દીકરા-વહુ સાથે રહેવા લાગી.

પહેલે જ દિવસે જમ્યા પછી નાની વહુ તો સૂઈ ગઈ. માએ કહ્યું : 'બેટા ! પછી સૂજો. આ વાસણ માંજી નાખો.'

'મા ! એ મને ન ફાવે. હું તો આ સૂતી.' આજ સુધી આવાં કામો મોટીવહુ કરી લેતી હતી. આજે માએ કરવા પડ્યા. ચારેક વાગ્યે વહુ ઊઠી, તૈયાર થઈને બહાર નીકળી.

'બેટા ! ક્યાં જાવ છો ?'

'બહેનપણીને ત્યાં.'

'પણ રસોઈ ?'

'જુઓ ! હું તો એને ત્યાં જ જમવાની છું. એમને બેંકમાં કોઈ પાર્ટી છે.'

'પણ હું ?'

'ખાખરા પડ્યા છે, ચા બનાવીને ખાઈ લેજો.' બીજે દિવસે સવારે. 'બેટા ! આ કપડાં ધોવાના પડ્યા છે.'

'જુઓ બા ! આવા બધાં કામો માટે હું ટેવાયેલી નથી. આપણે એક નોકર રાખી લઈએ તો ?'



'બેટા ! આપણી કાંઈ એવી કમાણી છે નહીં. ટૂંકા પગારમાંથી બધું કેમ નભાવાય ?'

'પણ બા ! હું દોઢલાખ લાવેલી છું ને. એમાંથી પગાર આપીશું.' નાની વહુ ભક્તિ-પ્રેમ-કામગરાપણું જાણતી નથી. એ તો પોતાના શ્રીમંત પીયરની જેમ જ અહીં રહેવા માંગે છે.

મા ચિંતામાં પડી. આ રીતે તો દોઢલાખની ચટણી થઈ જતાં શું વાર ? ચિંતામાં ને ચિંતામાં મા બિમાર રહેવા લાગી. દીકરો દવા તો બરાબર કરાવે છે. પણ વહુ આવું બધું શીખી નથી કે એકલી દવાથી બિમારી ન જાય. 'બેટા ! ચારવાર દવા લેવાની છે. સમય થાય એટલે આપતા રહેજો.'

'બા ! આ ટેબલ પર મૂકી રાખું છું. સમયે સમયે લઈ લેજો.' દવાનો સમય થવા પર બાએ બૂમ પાડી. 'બેટા ! પાણી... દવા લઈ લઉં !'

'આ મટકી તમારી બાજુમાં મૂકી દઉં છું. વારેવારે મને બોલાવતા નહીં.' નાની વહુ સેવાના પાઠ શીખી નથી. એ તો પોતાનામાં જ ખોવાયેલી રહે છે.

આજ સુધી માએ મોટા પુત્ર-પુત્રવધૂને આ સમાચાર પણ આપ્યા નથી. છતાં મોટી વહુને કોઈક રીતે એ ખબર પડવા પર તરત ખબર કાઢવા આવી. બિમારી જાણીને પોતાના રસોડેથી ગરમ ગરમ ઉકાળો બનાવી લાવી. બાજુમાં બેસીને પીવડાવે છે. પગ દબાવે છે. મીઠી મીઠી વાતો કરે છે. પોતાનું કામ આઘું પાછું કરીને પણ લગભગ આખો દિ સાસુની બાજુમાં બેસે છે. ધીરેધીરે માને સારું થવા માંડ્યું. એક દિવસ મા ઊભી થઈ. આંખમાં આંસુ સાથે, મોટી વહુને પગે પડવા જાય છે.

'અરે ! મા આ શું કરો છો ? આંસુ શા માટે ?'

'બેટા ! મેં તને ઓળખી નહીં, બહુ હેરાન કરી, કડવા વેણ સંભળાવ્યા. ક્યાં તારી મહાનતા ને ક્યાં મારી તુચ્છતા ! મને માફ કરજે.'

'મા ! શાની માફી ? મારાં કર્મોએ મને હેરાન કરી છે, તમે નહીં. પછી માફીનો પ્રશ્ન જ ક્યાં છે ?' ખરેખર, સાસુનો કોઈ દોષ જોયો જ

નથી, ને તેથી, એના દિલના કોઈ ખૂણામાં પણ સાસુપ્રત્યે રોષ કે ફરિયાદ નહોતી.

મા કહે છે : 'બેટા ! એક પ્રાર્થના કરવી છે. તું સ્વીકારીશ ?'

'મા ! તમારે પ્રાર્થના કરવાની ન હોય, આજ્ઞા જ કરવાની હોય. અને અમે તો તમારાં બાળ, તમારી આજ્ઞાનું પાલન જ હોય. ફરમાવો...'

'બેટા ! મારી ઈચ્છા છે કે આ પાર્ટીશન નીકળી જાય.'

'મા ! હમણાં જ... શુભસ્ય શીઘ્રમ્. સારા કામમાં વિલંબ શું ?'

સ્વકર્મદોષ જોનાર આ લોકમાં સ્વસ્થ-શાંત રહેવા સાથે કેવું સુંદર પરિણામ પામે છે ! અને પરલોકમાં ? પરલોકમાં કેવાં ભવ્ય ઈનામ એને કુદરત આપે છે એ જાણવા માટે આપણે નાગકેતુનો સહારો લઇએ.

* * *



## ૯. પરલોકમાં ભવ્ય ઈનામ

પર્યુષણા મહાપર્વ દરમ્યાન પરમપવિત્ર શ્રી કલ્પસૂત્રનાં વ્યાખ્યાનો વંચાય છે. એમાં નાગકેતુનું દૃષ્ટાન્ત આવે છે. પૂર્વજન્મમાં એ એક પંદરેક વર્ષનો કિશોર છે. સગી મા મરી ગઈ છે. સાવકી મા છે. સાવકી મા પ્રત્યે પણ એ એટલો બધો આજ્ઞાંકિત, નમ્ર અને વિનીત છે કે જેથી ક્યારેય પણ કાર્ય કરવાનું કહે તો ગમે તેવી રમતને પણ પડતી મૂકીને એ હોંશથી કરી આપે છે. છતાં એની સાવકીમાના દિલમાં એના પ્રત્યે ખૂબ જ દ્વેષ છે. વાતવાતમાં ધમકાવી નાખે... થપ્પડ મારે... ક્યારેક તો ઢોર માર મારે... ભૂખ્યો રાખે, ઓરડામાં પૂરી દે. દિવસે-દિવસે સાવકી માનો ત્રાસ વધતો ગયો. કિશોર હેરાન-હેરાન થઈ ગયો. છેવટે પોતાના મિત્રની સલાહ લેવા જાય છે. સદ્નસીબે એનો મિત્ર શ્રાવક છે. જિનવચનોને માત્ર સાંભળ્યા જ નથી, સમજ્યા પણ છે, ભાવિત પણ કર્યા છે ને જીવનમાં ઉતાર્યા પણ છે. ને તેથી એ ટૂંકી દૃષ્ટિવાળો નથી, પણ દીર્ઘદૃષ્ટિવાળો છે. માત્ર વર્તમાનને જોનારો નથી, પણ દીર્ઘભવિષ્યને પણ જોનારો છે. ભવિષ્યના વધારે ભયંકર દુઃખોને જે આમંત્રણ આપે એ રીતે વર્તમાન દુઃખનો પ્રતિકાર એને માન્ય નથી. એને તો એ રીતે પ્રતીકાર કરવો છે કે જેથી ન વર્તમાનમાં દુઃખ રહે, ન ભવિષ્યમાં કોઈ દુઃખ આવે ને ભવિષ્યમાં ઉપરથી કુદરત ભવ્ય ઈનામો આપે.

'શું વર્તમાન દુઃખનો આવો પ્રતિકાર શક્ય છે ?'

'છે જ, એમાં પ્રશ્ન શું છે ?' આ કલ્યાણમિત્રે એવો જ પ્રતિકાર બતાવ્યો ને કિશોરને બીજે જ ભવે શાશ્વત સુખનો ભોક્તા બનાવી દીધો. એણે પણ જાણે પોતાની સમક્ષ બે વિકલ્પો ઊભા કર્યા.. આ કિશોરને એની સાવકીમાનો ખૂબ ત્રાસ છે. કારણકે (૧) એ કિશોરના કર્મો દુષ્ટ છે અથવા બીજો વિકલ્પ (૨) એ કિશોરની સાવકીમા દુષ્ટ છે. કલ્યાણમિત્ર સમજે છે કે કુદરત પાસેથી આ કિશોરને ઈનામ અપાવવું હોય તો એને પ્રથમ વિકલ્પ જ જડબેસલાક બેસાડી દેવો જોઈએ. જો કે કિશોરની માનસિકતા બીજા વિકલ્પને જ સ્વીકારીને બેસી છે. સામાન્યથી આખી દુનિયા પોતાની હેરાનગતિમાં કોઈક

ને કોઈક જીવને દોષિત ઠેરવી દેતી હોય છે, ને એને દુષ્ટ માનતી હોય છે. દરેક વખતે આ જવાબ ખોટો જ હોય છે ને તેથી જીવો ઘણું ખરું કુદરત તરફથી ભયંકર સજા જ પામતા રહેતા હોય છે. કિશોર પણ એ જ મનોદશાવાળો છે. ને તેથી સાવકીમા અંગે ખૂબ જ ફરિયાદો કરી રહ્યો છે. પોતે કેવો આજ્ઞાંકિત છે, વિનીત છે વગેરે જણાવવાની સાથે સાવકીમા કેવો કેવો ત્રાસ ગુજારી રહી છે એનું પણ વર્ણન કરે છે. ને પછી પૂછે છે કે 'દોસ્ત ! હવે મારે શું કરવું ?'

ધાર્યું હોત તો એ મિત્ર કહી શકતો હતો કે 'તું આટલો બધો આજ્ઞાંકિત ને નમ્ર છે. ને છતાં તારી સાવકીમા તને આટલો હેરાન કરે છે ? તારા બાવડામાં જોર છે કે નહીં ? લે બુધું ને કર સીધું. એકવાર એવો માર મારી દે ને કે મા ચૂપ જ થઈ જાય.' વળી આવી સલાહ તો એ કિશોરને પણ તરત જ ગળે ઉતરી જાય, ગમી જાય એવી હતી, કારણકે એની મનોદશા પણ એ જ ધ્વનિત કરી રહી હતી કે મારી મા બહુ દુષ્ટ છે. વળી બીજાને દુષ્ટ માનવાના જીવને અનાદિકાળના સંસ્કારો પણ છે જ. એટલે, 'દોસ્ત ! તારી મા દુષ્ટ નથી, પણ તારાં કર્મો દુષ્ટ છે.' આ વાત એના ગળે ઉતારવી એ સામે પ્રવાહે તરવા જેવું કઠિન હોવા છતાં એ મિત્રે એ કિશોરને એ જ સમજાવવાનું મુનાસિબ માન્યું. કારણકે એમાં જ કિશોરનું વાસ્તવિક કલ્યાણ હતું.

એણે કિશોરને આ જ હિતવાક્ય કહ્યું : 'દોસ્ત ! તારી મા દુષ્ટ નથી, તારાં કર્મો દુષ્ટ છે. પ્રતિકાર તો જે દુષ્ટ હોય એનો જ કરવાનો હોય ને ! જે દુષ્ટ નથી એનો પણ પ્રતિકાર કરવાનો હોય તો તો બધા આપણો પણ પ્રતિકાર કરવા માંડે !

**પ્રશ્ન :** પણ જો માનો પ્રતિકાર ન કરવાનો હોય તો તો એના તરફથી આવતી પીડાઓ ઊભી જ રહેશે. અને તો પછી આ પ્રતિકાર 'ન વર્તમાનમાં દુઃખ રહે, ન ભવિષ્યમાં દુઃખ આવે.' એવા પ્રતિકાર રૂપ તો નહીં જ બને ને ?

**ઉત્તર :** ના, એ એવા પ્રતિકાર રૂપ બનશે જ. આશય એ છે કે જે



કાંઈ પીડા આવે, કષ્ટો આવે.. સહન કરવાનું આવે. એ જીવને જો દુઃખી કરે તો જ દુઃખરૂપ કહેવાય છે. એ જો જીવને દુઃખી ન કરે તો એ દુઃખરૂપ કહેવાતું નથી.

અન્ય રાજ્ય પર વિજય મેળવીને સીકંદર સ્વદેશે પાછો ફરી રહ્યો હતો. પરાજિત રાજાનો ખજાનો વગેરે ઘણું બધું સાથે લીધેલું. એક મજુરને ઝવેરાત ભરેલો કોથળો ઉપડાવેલો ને પોતાની સાથે ને સાથે ચાલવાની આજ્ઞા હતી. એમાં વચ્ચે એક નાનો પર્વત આવ્યો. પેલો મજુર ખૂબ હાંફી જતો હતો. મંત્રીને દયા આવી. 'રાજન્ ! આનો બોજ હળવો કરો ને...'

'તું કહે છે... એ કહે છે ?'

'પૂછી લઉં ?'

'હા પૂછ...પણ ઊભો રહે. પહેલાં એક જાહેરાત કરાવ કે 'આ વખતે જે મજુરે જે માલ ઉપાડ્યો છે એ માલ રાજા એને જ ભેટ આપી દેવાના છે ....' જાહેરાત થઈ ગઈ... ને પછી મંત્રીએ મજુરને પૂછ્યું : 'કોથળામાંથી વજન ઓછું કરવું છે ?' એણે ધરાર ના પાડી, એટલું જ નહીં મુખ પર જે દીનતા-શ્રમ અને લાચારી દેખાતા હતા એની જગ્યાએ તાજગી-ચમક અને સ્ફૂર્તિ વંચાવા લાગ્યા. શું આ ભારે બોજ હવે એના માટે દુઃખરૂપ રહ્યો ?

પેલી હિન્દુનારી ! પતિનું મોત થવા પર સતી થવા ઈચ્છતી હતી.

> मयैवैतत्कृतं सोढव्यमपि मयैवेत्येवं जातनिश्चयानां कर्मक्षणोद्यतानां न मनसःपीडोत्पद्यत इति ॥
>
> (आचाराङ्ग लोकविजयाध्ययने चतुर्थ उद्देस सू : ८३ वृत्तौ)
>
> **અર્થ** : મેં જ આ કર્મ કર્યું છે ને મારે જ એ ભોગવવાનું છે આવો નિશ્ચય કરીને કર્મક્ષય કરવા માટે ઉદ્યમશીલ બનેલા જીવને (તે કર્મફળ તરીકે ગમે તેવું કષ્ટ સહન કરવા છતાં) મનમાં કોઈ પીડા - દુઃખ અનુભવાતું નથી.

અંગ્રેજ અમલદાર ના પાડી રહ્યો હતો. 'સ્ત્રી પોતાની ઈચ્છાથી નહીં, પણ સમાજના દબાણથી સતી થવા માગે છે. માટે રજા નહીં આપું.' આવો એ અમલદારનો અભિપ્રાય જાણવા પર એ સ્ત્રીએ ખુલાસો કર્યો કે 'નહીં, મારી ખુશીથી જ હું સતી થાઉં છું.' તો અમલદાર કહે : 'ક્ષણિક આવેશ છે. અગ્નિનો સ્પર્શ થશે ને બધી ખુશી ઊડી જશે.' પણ સ્ત્રી મક્કમ હતી. અંગ્રેજ કહે : 'મારી પરીક્ષામાં પાસ થાય તો રજા આપું.' એણે અગ્નિ પેટાવ્યો. પેલી સ્ત્રીને કહ્યું 'તારો હાથ આ અગ્નિમાં રાખ અને હું કહું નહીં ત્યાં સુધી ખેંચી ન લેતી. જો એ પહેલાં ખેંચી લેશે તો રજા નહીં મળે.' સ્ત્રીએ પોતાનો હાથ ભડ-ભડ બળી રહેલા અગ્નિમાં રાખી દીધો. આંગળીઓ બળવા લાગી. આખી હથેલી બળવા લાગી પણ સ્ત્રીએ હાથ ન ખેંચ્યો. એટલું જ નહીં એના મુખ પર એક વિશિષ્ટ હાસ્ય ચમકવા લાગ્યું. છેવટે અમલદારે રજા આપી ને એ જ વિલસતા હાસ્ય સાથે એ સતી થઈ.

ભગતસિંહ પણ હસતાં હસતાં જ મોતને વરેલા ને !

લોકોત્તર શાસનમાં તો આવા ઢગલાબંધ દૃષ્ટાંતો મળશે. ખંધકસૂરિના ૫૦૦ શિષ્યોએ યાંત્રિક ઘાણીમાં પીલાઈ જવા માટે पहले आप... पहले आप... નહીં પણ 'પહેલો હું' 'પહેલો હું' એવી અહમહમિકા કરેલી.

જો મોત દુઃખરૂપ લાગતું હોત તો આ સ્પર્ધા કે મુખ પર હાસ્ય હોઈ શકે જ નહીં. એટલે નક્કી થયું કે જીવને જે દુઃખી કરે એ જ 'દુઃખ' રૂપ કહેવાય.

(૧) 'સાવકીમાને દુષ્ટ માનીને એનો પ્રતીકાર કરીશ તો કુદરત મને વધારે ભયંકર સજા કરશે. ને એના બદલે કર્મોને દુષ્ટ માનીને માના ત્રાસને સમતા પૂર્વક વેઠીશ તો કુદરત મને ભવ્ય ઈનામ આપશે.' ભવ્ય ઈનામની કલ્પના ત્રાસને દુઃખરૂપ રહેવા ન જ દે એ સ્પષ્ટ છે.

(૨) ૨-૩ કિલો વજન ઊંચકવાનો પણ જેને અભ્યાસ નથી એને પાંચ કિલો વજન ઊંચકવું દુઃખરૂપ બને. પણ દસ કિલો વજન ઊંચકવાની



ક્ષમતા કેળવી લેનારને એ એવું દુઃખરૂપ ન જ રહે. એટલે જ એક સંતે પ્રભુને ખૂબ સુંદર પ્રાર્થના કરી છે કે - પ્રભુ ! મારો બોજ હળવો કર એવું હું નથી માગતો. પણ એ બોજને ઊઠાવનાર મારો બરડો મજબૂત કર એટલું જ હું માગું છું. આ જ નિબંધમાં અન્યત્ર કહ્યું છે એમ, સ્વભૂલ જોનારને સહનશક્તિ વધતી જાય છે ને સહનશક્તિ વધી ગયા પછી એ જ ત્રાસ હવે દુઃખરૂપ રહેતો નથી.

(૩) 'હવે આ સહન કરવાનું જ છે' એવી વૃત્તિ ઘડાઈ ગયા પછી અને એવું અનેકવાર સહન કર્યા પછી એ રુટિન જેવું બની જાય છે ને તેથી પછી દુઃખરૂપ રહેતું નથી. હાથ કે પગ ભાંગી જવો વગેરે રૂપ કોઈ ખોડખાંપણ શરૂઆતમાં જેટલી દુઃખદ બની રહે છે, એટલી 'હવે આ પરિસ્થિતિ જ હંમેશા રહેવાની છે, એમાં સુધારો શક્ય નથી.' આવો સ્વીકાર કરી લીધા પછી ને એ પરિસ્થિતિથી ટેવાયા પછી એ એવી દુઃખદ રહેતી નથી. સુધારાની અપેક્ષા હોય ને એ ન થાય તો જ એ પરિસ્થિતિ દુઃખદ રહ્યા કરતી હોય છે. સ્વભૂલ જોનારને એ ભૂલ તો થઈ ગઈ છે એ થઈ ગઈ છે. એમાં હવે કોઈ સુધારો શક્ય જ ન હોવાથી એ સુધારાની અપેક્ષા રહેતી નથી. અને અપેક્ષા નથી તેથી એ પરિસ્થિતિ દુઃખરૂપ રહેતી નથી. કારણ કે अविक्खा अणाणंदे-परापेक्षा महादुःखं વગેરે શાસ્ત્રવચનો અપેક્ષાને જ દુઃખ કહે છે. (આની તર્કસંગત સમજણ માટે વાંચો-અવિક્ખા અણાણંદે-પુસ્તક.)

એટલે, જે કાંઈ સહન કરવાનું આવી પડ્યું છે કે આવી પડે છે એને દુઃખરૂપ ન બનાવવું હોય ને તેથી સ્વયં દુઃખી ન થવું હોય તો સ્વભૂલદર્શન એનો શ્રેષ્ઠ ઉપાય છે... ને પોતે દુઃખી ન થતો હોય તો એના કારણે ચિન્તા-ટેન્શન-અપસેટ થઈ જવું વગેરે સંભવિત ન જ રહે એ સ્પષ્ટ છે. માટે, પોતાના કોઈપણ ત્રાસમાં પોતાની જ ભૂલ જોવી એ શાન્તિનો અમોઘ ઉપાય છે.

એ કિશોરને પણ જો 'મારી મા દુષ્ટ નથી, પણ મારાં કર્મો દુષ્ટ છે.' આ માનસિકતા ઘડાઈ જાય, તો પછી માનો એ ત્રાસ વર્તમાનમાં દુઃખરૂપ

રહેવાનો નહોતો જ એ સ્પષ્ટ છે. (અને ભવિષ્યમાં કેવો ભવ્ય ઈનામ આપનારો બનવાનો છે એ આપણે આગળ જોઈશું.)

**પ્રશ્ન :** પણ આ માનસિકતા ઘડાય જ શી રીતે ? ખૂબ હેરાનગતિના અવસરે 'મારાં કર્મો જ વાંકા... ' વગેરે વિચાર દ્વારા દિલ કર્મોને દુષ્ટ માનવા તો હજુ તૈયાર થઈ જાય. પણ પોતાનો કશો જ વાંક જણાતો ન હોવા છતાં જો કોઈ હેરાન કરતું હોય તો 'એ દુષ્ટ નથી' એવું માનવા મન તૈયાર થાય જ શી રીતે ? 'એ જ બદમાશ છે, દુષ્ટ છે, મને હેરાન કરે છે' એવું જ કહ્યા કરે ને !

**ઉત્તર :** હા, અનાદિકાળના સંસ્કાર તો એ જ છે ને તેથી મન એવું જ કહ્યા કરવાથી ઉપર કહેલી માનસિકતા ઘડાવી મુશ્કેલ છે જ. તેમ છતાં યોગ્ય સમજણ દ્વારા વિવેક ખીલવવાથી એ ઘડી પણ શકાય છે. જેલર વગેરે વિચારણા એ યોગ્ય સમજણ છે. પણ, એના દ્વારા આ માનસિકતા ઘડવી જરૂરી છે જ, કારણ કે મિત્ર સમજે છે કે આગ લાગી હોય ત્યારે પાણી જ છંટાય, પેટ્રોલ નહીં, તો જ હું એનો સાચો મિત્ર.

ગુણસેનના ભયંકર ત્રાસથી ત્રસ્ત અગ્નિશર્મા, બીજો કોઈ જ ઉપાય ન રહેવાથી છેવટે નગર ને ઘર બધું જ છોડીને ભાગી નીકળ્યો છે. આશ્રમમાં કુલપતિ પાસે પહોંચ્યો. ને કુલપતિના પુછવા પર પોતાની બધી આપવીતી કહી છે. ભલે, કુલપતિ શ્રી જૈનશાસનને પામ્યા નથી. છતાં આર્ય દેશ-આર્ય સંસ્કાર પામેલા છે. તેઓ સમજે છે : આગ લાગી હોય ત્યારે પાણી જ છંટાય... ભલે સામા જીવને એ રૂચતું ન હોય, તો જ હું સાચો હિતસ્વી. એટલે એમણે પાણી જ છાંટવાનું ચાલુ કર્યું. 'વત્સ ! ગુણસેન તારી મશ્કરી કેમ કરે છે ?'

'ગુરુજી ! મારું શરીર અત્યંત કઢંગું છે, એટલે.'

'વત્સ ! કુરૂપતા તો ઘણાને મળેલી હોય, પણ તારા તો અંગેઅંગમાં વિચિત્રતાઓ ભરેલી છે, ખરું ને ?'

'હા, ગુરુજી ! એકે અંગ સીધું કે સારું નથી. અરીસામાં જોઉં તો મને ય દીઠું ગમતું નથી.'



'વત્સ ! આટલી બધી કુરૂપતામાં ગુણસેનનો હાથ હશે, નહીં ?'

'ગુરુજી ! આમાં ગુણસેનનું શું ચાલે ? એ તો મારાં કર્મો વાંકાં...'

'બરાબર, વત્સ ! ગુણસેન તારી મશ્કરીઓ કરે છે કુરૂપતાના કારણે તથા તારી લાચારીના કારણે અને આ કુરૂપતા અને લાચારીના મૂળમાં છે પૂર્વનાં પાપ કર્મો... એટલે તારી મશ્કરીના મૂળમાં પૂર્વનાં પાપ કર્મો જ છે, એમ સમજ. જો એવા પાપ કર્મો ન હોત તો આ કુરૂપતા ન હોત... ને કુરૂપતા ન હોત તો મશ્કરીઓ પણ ન જ હોત ને !'

'ગુરુજી ! વાત તો બરાબર લાગે છે. પણ શું બધું આપણાં કર્મોના કારણે જ થતું હશે ?'

'હા, વત્સ !' 'કરો તેવું પામો ને વાવો તેવું લણો' આ નિયમ કુદરતમાં ન હોત તો દુનિયામાં કોઈ દુઃખી જોવા જ ન મળત. કારણ કે દુઃખ કોઈને જ જોઈતું નથી.

કુલપતિએ અગ્નિશર્માના દિલમાં આ વાત જડબેસલાક બેસાડી દીધી કે પોતાની હેરાનગતિમાં પોતાનાં પૂર્વકર્મો જ કારણ છે. અને પછી તો એક હ્યુમન સાઈકોલોજી છે કે જે દુષ્ટ ભાસે એનો પ્રતિકાર કરવાનું મન થાય. કર્મોનો પ્રબળ પ્રતિકાર એટલે તપ. 'મારાં કર્મો અતિ અતિ દુષ્ટ છે, તો એના પ્રતિકાર રૂપે તપ પણ હું અતિ અતિ તીવ્ર કરીશ... માસક્ષમણ (એક મહિનાના ઉપવાસ) ના પારણે માસક્ષમણ... અને તે પણ આજીવન.' હવે ગુણસેન માટે કોઈ જ રોષ-રીસ કે ફરિયાદ નથી, ને એ નથી એટલે મન અપૂર્વ શાંતિરસમાં ઝીલવા માંડ્યું છે.

આપણે એક કલ્પના કરીએ. ધારોકે કુલપતિએ અગ્નિશર્માને આ સમજણ ન આપી હોત, અથવા અગ્નિશર્માએ ન સ્વીકારી હોત... તો દૂર આવી ગયો હોવાના કારણે ગુણસેનનો ત્રાસ ભલે ન હોત... પણ આજ સુધીના ત્રાસની યાદ વારંવાર મનને ભયંકર ત્રાસનો અનુભવ કરાવ્યા જ કરત ને ! પોતાની ભયંકર યાતનાઓ, છતાં ગુણસેનને કશું જ ન કરી શકવાનો ભારે રંજ, વસવસો.. ને ઉપરથી શત્રુરૂપે ભાસતા ગુણસેનની રાજા વગેરે બનવારૂપ પ્રગતિ જોઈ-જાણીને દિલમાં ભયંકર બળતરાઓ. આ બહુ

સમજવા જેવું છે - આપણે જેને ઘોર અન્યાયકર્તા, દુષ્ટ શત્રુ માની રહ્યા છીએ એ આપણને દોષોથી ભરેલો, નાલાયક, આતતાયી જ ભાસ્યા કરવાનો છે, કારણ કે આપણે શત્રુતાના ચશ્માથી જ જોયા કરવાના છીએ. પણ લોકો કાંઈ શત્રુતાના ચશ્માથી જોતા નથી. એટલે એ વ્યક્તિને આતતાયી તો નથી માનતા, ઉપરથી ગુણિયલ માને છે ને તેથી એનો જય જયકાર કરે છે. હારતોરા-સન્માન કરે છે. વળી આ 'લોકો' માં પોતાના અંગત ગણાતા સ્નેહી, સ્વજન કે મિત્ર પણ ભળેલા હોય ત્યારે તો આ બધું ઓર અસહ્ય બની જાય છે. ક્યારેક તો એ ગુણિયલ પણ ન હોય છતાં, એના પુણ્યોદયના કારણે બધા એને ગુણિયલ માનતા હોય ને તેથી ગુણ ગાયા કરતાં હોય. તથા પુણ્યશાળી છે એટલે જ એ સર્વત્ર સફળતા મેળવતો હોય, આગળ વધ્યે જ જતો હોય... શત્રુ દૃષ્ટિના કારણે પોતે જેની નિષ્ફળતાઓ, નાલેશી ને નુકશાની ઈચ્છી રહ્યો છે એની જ સફળતા જીવ જોઈ શકતો નથી. ને એ સફળતાદિ પણ વારંવાર થતા હોય ત્યારે મનમાં ભયંકર તોફાનો જાગે છે. પોતે જેની બુરાઈ કરવા ચાહે છે ને મથે છે એની જ સારાઈ થતી જોવા મળે ત્યારે કુદરત પ્રત્યે પણ ભારે નફરત જાગે છે. ઈશ્વરને કર્તાહર્તા માનનાર હોય તો ઈશ્વરને પણ ગાળો ભાંડવાનું મન થાય એવા ઉલ્કાપાત મનમાં સર્જાય છે. ઘણીવાર તો, એ વ્યક્તિ તરફથી થતા ત્રાસ કરતાં પણ આ બધો ત્રાસ વધુ વસમો થઈ પડતો હોય છે.

સ્વકર્મદોષ જોવાના પરલોકમાં મળતા લાભને બાજુ પર રાખીએ તો પણ આ લોકમાં પણ વારંવારના માનસિક ત્રાસથી છૂટકારો ને અપૂર્વ મનઃશાંતિ એ શું ઓછો લાભ છે ?

કોઈ એક કે અનેક વ્યક્તિ તરફથી થતી અનેક પ્રકારની કનડગતના કારણે જેમનું પણ મન સંતપ્ત રહેતું હોય એ સર્વને, અત્યંત કરુણાભીના દિલે એક અંતરનાદ અંતરથી હાર્દિક પ્રેરણા છે કે દિલથી સ્વકર્મદોષ જોવાનો પ્રયોગ કરો. આ પુસ્તકમાં આપેલી અનેક દલીલોથી, 'તે તે કોઈ વ્યક્તિ દુષ્ટ નથી, મારાં કર્મો જ દુષ્ટ છે' આ વાત જીવડાને સમજાવવાનો પ્રામાણિક પર્યાપ્ત પ્રયાસ કરો... એક અપૂર્વ માનસિક ચમત્કાર ચોક્કસ સર્જાશે. બહુ



ભારે દવાથી પણ જે શાંતિ દોહિલી હશે તે વગર દવાએ સરળતાથી સહજ બનશે.

પેલો શ્રાવક મિત્ર પણ આ વાસ્તવિકતા બરાબર સમજે છે ને તેથી એને પણ સાવકી માના ત્રાસથી ત્રસ્ત એ કિશોરને પાણી જ છાંટવાનું ચાલું કર્યું... 'દોસ્ત ! તારાં કર્મો જો દુષ્ટ ન હોત તો, સગી મા વહેલી મરી જવી, પિતાજી ફરીથી પરણે, નવી આવનાર મા પ્રેમાળ ન હોય ઉપરથી દ્વેષિણી હોય, પિતાજી પણ તારા પક્ષમાં ન રહે... આ બધું થાત જ નહીં ને ?' જાત-જાતની સમજણ આપીને કિશોરના મનમાં સાવકીમા પ્રત્યે પ્રગટેલી આગને શાંત કરી દીધી. 'આ બધો જ ત્રાસ મારાં પૂર્વના કર્મોનું દુષ્પરિણામ છે' આ વાત કિશોરના દિલે સ્વીકારવાની સાથે જ સાવકીમા અંગેની બધી ફરિયાદો દૂર થઈ ગઈ, અને હવે એ પણ આ પૂર્વકર્મોનો પ્રતિકાર કરવા તત્પર બન્યો છે.

શ્રાવક મિત્રે પણ એ જ ઉપાય દર્શાવ્યો - તપ. પૂર્વ કર્મોનો નાશ કરવા માટે અટ્ઠમનો તપ કર. કિશોરે શ્રાવકની સોનેરી સલાહનો સ્વીકાર કર્યો અને પર્યુષણ મહાપર્વમાં અટ્ઠમ કરવાનો સંકલ્પ કર્યો. 'મારાં જ પૂર્વ અપરાધોની સજા છે.' આ દૃષ્ટિ આવી ગઈ હોવાથી હવે સજા સ્વીકારી લેવાની માનસિક તૈયારી છે. તેથી હવે નથી સાવકીમા અંગે કોઈ ફરિયાદ કે નથી ત્રાસ અંગે કોઈ ફરિયાદ. મન શાંત-પ્રશાંત-ઉપશાંત બનેલું છે. એક દિવસ ઘાસની ઝુંપડીમાં સૂતેલો છે. સાવકીમાએ એને જોયો. એના હૃદયમાં તો આ ઓરમાન પુત્ર પ્રત્યે ભારોભાર દ્વેષ છે જ. એ તો આને સોનેરી તક સમજવા લાગી અને ઠંડે કલેજે ઝુંપડીને આગ ચાંપી દીધી. ઝુંપડી ભેગો કિશોર પણ બળીને મૃત્યુ પામ્યો. પણ મનમાં એક જ રટણ હતી, પર્યુષણ અટ્ઠમ... પર્યુષણ અટ્ઠમ.. ને હવે જુઓ 'મારી મા દુષ્ટ નથી, મારાં કર્મો દુષ્ટ છે.' આ સાચા જવાબનું કુદરતે આપેલું ભવ્ય ઈનામ...

ચન્દ્રકાન્તા નગરી છે, એનો વિજયસેન નામે રાજા છે અને શ્રીકાંત નામે અબજોપતિ નગરશ્રેષ્ઠી છે. એમના ધર્મપત્ની શ્રીસખી છે. પરણ્યાને વરસોના વહાણાં વીતી ગયા છે, પણ એકે સંતાન નથી. ઘણી ઈચ્છાઓ-

પ્રતીક્ષાઓ ને ઉપાયો સેવી ચૂક્યા છે. કાળાંતરે એ કિશોર આ નગરશ્રેષ્ઠીના પુત્ર તરીકે ઉત્પન્ન થયો. નામ પડ્યું નાગકેતુ...

પૂર્વભવમાં ઝુંપડીમાં રહેનારો કંગાલ કિશોર અબજોપતિની હવેલીમાં મહાલતો નાગકેતુ બન્યો. પૂર્વભવમાં પ્રેમાળ માનો તો વિયોગ હતો, સાવકીમાનો ભયંકર ત્રાસ હતો. પિતાનો પણ પ્રેમ નહોતો... (કારણકે એ હોત તો સાવકી મા આટલો ત્રાસ આપી ન શકત.) આ ભવમાં દીર્ઘકાલીન પ્રતીક્ષા બાદ પુત્ર પ્રાપ્તિ થઈ હોવાથી માતપિતા ને પરિવારનો તો અપાર પ્રેમ મળ્યો જ, પણ 'શેઠને ત્યાં દીકરો થયો...' 'શેઠને ત્યાં દીકરો થયો...' એમ આખા ગામનો પ્રેમ મળ્યો છે. આ તો હજુ પ્રારંભ છે. કુદરત આના કરતાં પણ અનેકગણા ભવ્ય ઈનામો કેવા આપે છે તે જોઈએ.

હજુ તો સ્તનપાન કરવાની માત્ર ત્રણ-ચાર મહિનાની ઉંમર થયેલી છે ને મહાપર્વ નજીક આવી રહ્યા છે. પરિવારમાં એક જણ બોલ્યું : પર્યુષણ આવે છે, હું અટ્ઠમ કરીશ. વળી બીજી વ્યક્તિ પણ બોલી- પર્યુષણમાં હું પણ અટ્ઠમ કરીશ. પાછું કોઈ ત્રીજા સ્વજને પણ આ જ વાક્ય દોહરાવ્યું.. આમ વારંવાર સાંભળવાથી બાળકના મનમાં પણ 'અટ્ઠમ' 'પર્યુષણ' શબ્દો ઘુમરાવા લાગ્યા. ને પૂર્વજન્મની વચ્ચેનાં પડલો હટી ગયા. એને જાતિસ્મરણ જ્ઞાન (પૂર્વ જન્મનું જ્ઞાન) થયું. પોતાની કિશોરઅવસ્થા, સાવકી માનો ત્રાસ, શ્રાવક મિત્રની સલાહ, અટ્ઠમનો સંકલ્પ.. બધું જ નજર સામે તરવરવા માંડ્યું. અને સ્તનપાનની ઉંમરના નાગકેતુએ 'હવે પર્યુષણાની પણ રાહ જોવી નથી, માટે આજથી જ અટ્ઠમ..' એ વિચાર કરીને અટ્ઠમ કર્યો. શ્રીસખી માતા બાળકને ધવડાવવાનો ઘણો પ્રયત્ન કરે છે. પણ બાળક દૂધ પીતું નથી. માનું દૂધ પચવામાં સાવ હલકું. બે-ત્રણ કલાકમાં જ પેટ ખાલી થઈ જાય. અને ત્રણ-ચાર મહિનાના બાળકના શરીરની ક્ષમતા પણ શી ? જોતજોતામાં બાળક મૂર્ચ્છિત થઈ ગયું-બેહોશ થઈ ગયું. સ્વજનો સમજ્યા કે બાળક મરી ગયું. નગર બહાર જઈને જમીનમાં ખાડો કરી બાળકને મૃત સમજી દાટી દીધું. શ્રીકાન્ત પિતાને તો એવો આકરો આઘાત લાગ્યો કે એમનું મોત જ થઈ ગયું.



એ વખતે રાજ્યનો કાનૂન હતો કે પિતા કે વારસદાર પુત્ર કોઈ ન હોય તો બધી સંપત્તિ રાજખજાનામાં આપી દેવી. રાજાના અધિકારી પુરુષો સંપત્તિ માટે આવી ગયા છે. પણ નાગકેતુ કુદરત પાસેથી ભવ્યબક્ષિસનો લેણદાર બનીને આવેલો છે. ચિંતા બધી કુદરતના માથે છે. ને કુદરતે નીચે પાતાલ લોકમાં રહેલા ધરણેન્દ્ર નાગરાજનું સિંહાસન કંપાવ્યું. એણે અવધિજ્ઞાનથી બધો વૃત્તાન્ત જાણ્યો. બ્રાહ્મણનું રૂપ કરીને ઉપર આવ્યો. રાજપુરુષોને સંપત્તિ લેતાં અટકાવે છે. ને પુત્ર જીવતો છે વગેરે કહે છે. છેવટે રાજા વગેરે બધા જ જ્યાં પુત્રને દાટ્યો હતો ત્યાં આવ્યા. ઉપરથી માટી હટાવી, બાળકને બહાર કાઢ્યું. બ્રાહ્મણે બાળક પર અમૃત સીંચ્યું. ને બાળક હોંશમાં આવ્યું.

ધરણેન્દ્ર (બ્રાહ્મણ) રાજાને કહે છે 'રાજન્ ! આ બાળકનું કાળજી પૂર્વક પાલન-પોષણ કરજે. ભવિષ્યમાં તારી અને તારા આખા નગરની એ રક્ષા કરનારો છે. તથા ચરમ શરીરી છે - આ જ ભવમાં સર્વ કર્મનો ક્ષય કરીને મોક્ષે જશે.'

કાળાન્તરે, એક નિર્દોષ માનવીને ચોર સમજીને રાજાએ ફાંસીએ લટકાવી દીધો. મૃત્યુ સમયે થોડી સમતા રાખવાથી એ આદમી દેવ થયો. દેવે અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જોયો, રાજા પર ભયંકર દ્વેષ ભાવ જાગ્રત થયો. રાજાને ઉપદ્રવ કરવા અને નગરીનો નાશ કરવા તૈયાર થયો. એક વિરાટ શિલા વિકુર્વીને નગર પર ફેંકી રહ્યો છે. નાગકેતુએ આ દૃશ્ય જોયું. ભવ્ય જિનમંદિરો વગેરેનો વિધ્વંસ કેમ થવા દેવાય ? ઉપર આવીને પોતાની આંગળી ઊંચી કરી. પ્રચંડ પુણ્ય અને અપૂર્વ તેજના પ્રભાવે શિલા અટકી ગઈ. નગરની રક્ષા થઈ.

વળી કાળાન્તરે પ્રભુની પુષ્પપૂજા કરતી વેળા પુષ્પની સાથે આવી ગયેલા નાના સર્પે ડંસ દીધો. તીવ્ર વેદના... છતાં નાગકેતુ શુભધ્યાનમાં-અપૂર્વ સમતામાં આગળ વધ્યા. ક્ષપકશ્રેણિ માંડીને કેવલજ્ઞાન પામ્યા. શુભભાવોના પ્રભાવે સર્પડંસની અસર ન થઈ. દીર્ઘકાળ કેવલીપણામાં પૃથ્વીતલ પર વિચરી છેવટે શેષ ચાર અઘાતી કર્મોનો ક્ષય કરીને મોક્ષે સિધાવ્યા.

આપણામાંના ઘણાએ અટ્ઠમ શું અઠ્ઠાઈ કે માસક્ષમણ જેવી તપશ્ચર્યાઓ

કરી છે. અનેકવાર કરી છે. પણ ધરણેન્દ્ર તો શું, એક સામાન્યદેવ પણ આવ્યો નથી. ને નાગકેતુ બાળક પાસે ખુદ ધરણેન્દ્ર આવ્યો...

રાજા દ્વારા ખૂબ જ લાડ-પ્યાર-કાળજીપૂર્વક પાલન-પોષણ જતન થયું. દ્વેષી દેવનું તેજ પણ નાગકેતુના તેજ આગળ હારી ગયું ને શિલા પાછી સંહરી લેવી પડી.

અને બધામાં શિરમોર.. કેટલાય જન્મોની દીર્ઘકાલીન સાધના બાદ પણ જે મળવું અતિ અતિ દુર્લભ છે તે કેવલજ્ઞાનની પ્રાપ્તિ અને છેવટે મોક્ષ.

સાચા જવાબના કુદરત તરફથી મળતા ઈનામો કેવા ભવ્ય હોય છે !

આવા ભવ્ય ઈનામો શું આપણને નથી જોઈતા ?

કુદરતને આપણે પણ કાંઈ અળખામણા કે પરાયા નથી જ. એ તો આપણને પણ આવા જ કલ્પનાતીત ઈનામ આપવા તૈયાર છે, માત્ર એ રાહ જોઈ રહી છે, એણે કરેલી પરીક્ષા વખતે આપણે સાચો જવાબ આપીએ...

મારે કાંઈપણ સહેવાનું આવે એમાં દોષ મારા કર્મોનો જ છે, બીજો તો માત્ર જેલર !

**જેલર !!**

**જેલર !!!**



પ્રિય વાચક !

આ પુસ્તક વાંચવાથી જો મનમાં કંઈક પણ શાંતિનો અનુભવ થયો હોય... તો ફરી ફરી આ પુસ્તક વાંચવાની તમને પ્રેરણા છે.

તથા, જૈન-અજૈન, સ્નેહી-સ્વજન-મિત્ર-વેપારી વગેરેને પણ આ પુસ્તક વાંચવાની પ્રેરણા કરશો તો એમને પણ શાંતિનો શ્વાસ લેવાની તક મળશે. જરૂર પડ્યે તમે ખુદ પાંચ-પચ્ચીશ નકલ લઈને મિત્ર વગેરેને વાંચવા આપી શકો છો. (જો આપો તો ૫-૭ દિવસે ફોલોઅપ કરવું કે તેઓ વાંચે છે કે નહીં... વળી બીજા ૫-૭ દિવસે પુસ્તક પૂરું થયું કે નહીં એ પૂછતાં રહેવું. કારણકે મોટે ભાગે આજે વાંચવાનો રસ રહ્યો નથી.) પણ હજારો રૂપિયાની ગીફ્ટ કરતાં આ બહુ જ લાભદાયી ભેટ પુરવાર થશે એ નિઃશંક છે.



એવું લાગે છે આજે મને ! પ્રભુ આવ્યા છે મારા હૃદયમાં...
મિત્ર માનું બધા જીવને, ભાવ જાગ્યા છે મારા હૃદયમાં...
ઠંડો સુરમો અંજાઈ ગયો, રાતા ધગધગતા લોચન મહીં,
ક્રોધ આવ્યો તો જેની ઉપર, પ્રેમ પ્રગટ્યો છે મારા હૃદયમાં.
કરે નુકશાન જેઓ મને તે તો કેવળ નિમિત્તો બધા,
ભાગ ભજવે છે મારા કરમ, સાચું સમજાયું મારા હૃદયમાં.
જેની જાગી'તી ઈર્ષ્યા મને, તેની ઈચ્છું છું પ્રગતિ હવે,
સુખ એનું એ માણે ભલે, બળું શાને હું મારા હૃદયમાં ?
વેરવૃત્તિની જ્વાલા ઉપર, ધારા વરસી રહી મેઘની,
કૂણાં કૂણાં ક્ષમાભાવના, ફૂટ્યા અંકુરા મારા હૃદયમાં.

બંધસમય ચિત્ત ! ચેતીએ રે, ઉદયે શો સંતાપ ?
જ્ઞાનીઓ કહે છે : હે જીવ ! અપરાધ વેળા ચેતી જા...
સજા વખતે રોવાનો શું મતલબ ?

અમેરિકાની પ્રસિદ્ધ મોટી હોટલ હિલ્ટનની વારસદાર હેરિસ હિલ્ટન.. લાઈસંસ પૂરું થયા પછી કાર ડ્રાઈવિંગ કરતાં પકડાઈ. ૨૩ દિવસની જેલની સજા થઈ. સાંકડી કોટડી.. સૂવા માટે માત્ર લાકડાનું પાટીયું... અતિશય ઠંડી... બે દિવસમાં રડીરડીને અડધી થઈ ગઈ.

(મુંબઈ સમાચાર તા. ૮-૬-૦૭)

સબૂર !

આસપાસની લગભગ દરેક વ્યક્તિ આપણને અન્યાયકર્તા ભાસતી હોય તો સૌપ્રથમ આપણો સ્વભાવ જ વિચારવાની તાતી જરૂર છે. આપણો ક્રોધી સ્વભાવ... કર્કશ શબ્દો.. શંકાશીલ પ્રકૃતિ... બધાની નિંદા કરવાનો રસ... કામચોરી વૃત્તિ... ઉંધા વિચારો જ કરવાની કુટેવ... જો આવું કાંઈપણ જણાય તો સૌપ્રથમ એ જ સુધારવાની તાતી જરૂર છે. તટસ્થ નિરીક્ષણ કર્યા પછી પણ આ કશું ન જણાય, તો પણ પૂર્વકર્મોનો-અપરાધોનો વિચાર કરીને મનને તો શાંત જ રાખવાનું છે.

## બોધપ્રદ સાહિત્ય...

* હંસા ! તું ઝીલ મૈત્રી સરોવરમાં (ગુજરાતી + હિન્દી લગભગ ૯૫૦૦૦ નકલ)
* હૈયું મારું નૃત્ય કરે
* હું કરું હું કરું એ જ અજ્ઞાનતા (લગભગ ૨૫૦૦૦ નકલ)
* કર પડિક્કમણું ભાવશું
* અવિક્ખા અણાણંદે
* હું છું સેવક તારો રે
* હા ! પસ્તાવો વિપુલ ઝરણું...
* મિચ્છામિ દુક્કડં.
* ટાળિયે દોષ સંતાપ રે...
* જેલર (ગુજરાતી + અંગ્રેજી + હિન્દી + મરાઠી) (લગભગ ૨૦૦૦૦૦ નકલ)
* કારેલું



## પ્રાપ્તિ સ્થાન :

(૧) પ્રકાશક

(૨) જગતભાઈ પરીખ
૨૧, તેજપાલ સોસાયટી,
ફતેહપુરા બસ સ્ટેન્ડ પાસે,
પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭.
ફોન-૦૭૯ ૨૬૬૩૦૦૦૬.

(૩) નવીનચંદ્ર બી. કુબડીઆ
ઈથોસ ઈલાઈટ ગાર.પ્રા.લી.
૧૦૭, કોસમોસ પ્લેટીનમ, ગોખલે રોડ
(સાઉથ) અને ભવાનીશંકર રોડનું જંકશન
દાદર (પ.), મુંબઈ-૪૦૦ ૦૨૮
મો.નં.: ૦૯૭૬૯૩૨૯૯૩૨

# જેલર



ગમે તેવા ત્રાસમાં

કર્મસત્તાની કોર્ટે કરેલી

સજાના દર્શન ...

ત્રાસદાતામાં

જેલરના દર્શન ...

અને ચમત્કાર !

અશાંત મન ...

ક્ષણવારમાં શાંત-પ્રશાંત-ઉપશાંત

થતું અનુભવાશે ...

આ અનુભવ

તમારા હાથમાં જ છે ... પ્રસ્તુત જેલર બુક.